શ્રી.

નવીન

# કનકસેન-પદ્માવતી.

## નાટક.

---

રચી પ્રસિદ્ધ કરનાર,


મહેતા અંબાલાલ ગીરધરલાલ,

સાઠોદરા નાગર.

ડભોઇ.



આવૃતી ૧ લી. પ્રત, ૧૦૦૦.

અમદાવાદ.

ધી યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડ.

સંવત ૧૯૬૩. સને ૧૯૦૬-૦૭.


---



---

કિંમત રૂ. ૦—૮— આઠ આના.

# અર્પણ પત્રિકા.

## રા. રા. છોટાલાલ છગનલાલ ઇંજીનીયર.

## ધી ભરતખંડ ટેક્ષટાઇલ મીલ. અમદાવાદ.

આપ મારા સુગ્ન ગ્નાતી બંધુ છતાં, મારા પ્રતિ જે તમો અથાગ પ્રેમાળ અંતઃકરણે મમતા રાખો છો તેનું મારા દીલમાંથી અલ્પકાળ પણ વિસ્મરણ થતું નથી.

વળી આ બુક છપાવવાના કામમાં, મને આશ્વાસન આપી, આપે અત્યંત પ્રયત્નશીલ થઇ એક ગ્નાતિ બંધુ તરફની ઉમદા ફરજ બજાવી છે. એ આપનો કરેલો અનુગ્રહ હું અવસાન સુધી ભુલી શકું તેમ નથી.

તેથી હું અત્યંત આશીષ ઉદ્દગાર સાથે આ મારી અલ્પબુદ્ધીથી રચેલ લઘુ પુસ્તક આપને સ્નેહાર્પણ કરી આપની અવદાત કીર્તિને પુસ્તક સાથે અમર કરવી એજ હું સૌથી ઉત્કૃષ્ટ સમજુ છું. તો મારા સરખા દીન ગ્નાતિબંધુ તરફ દયા દૃષ્ટીથી જોતાં પુસ્તકનો સ્વીકાર કરશોજી.

લી૦ સેવક.

અંબાલાલ ગીરધરલાલ મહેતા.

ઠબોઇ.

# અગાઉથી ગ્રાહક થઇ આશ્રય આપનાર સદ્ગૃહસ્થોના મુબારક નામ.

ડભોઇ. પ્રતની સંખ્યા.

રા. રા. હીમલાલ અંબાજી મહેતા ૨૫
,, ચતુરલાલ તોલાશંકર જોશી ૨૫
,, જેચંદભાઇ બાપુભાઈ કુડીયા ૧૦

ડભોઈ વહીવટદાર કચેરી મંડળ

,, શંકરલાલ પ્રલ્હાદજી ૫
,, મોહનલાલ ઇશ્વર મજમુંદાર ૫
,, મગનલાલ મોતીલાલ પારેખ ૧
,, તોળાશંકર મણીશંકર ૧
,, ગણેશ આત્મારામ ૧
,, છોટાલાલ રણછોડજી ૧
,, મોતીલાલ રણછોડદાસ ૧
,, માર્તંડરાવ સારાભાઇ દેસાઈ ૧
,, માણેકલાલ જમીયતરામ મજમુંદાર ૧
,, મગનલાલ જમનાદાસ તજવીજદાર ૧
,, મોહનલાલ ગોર્વધનદાસ તજવીજદાર ૧
,, ભગવંતરાવ ગોવિંદ ગોડબોલે તજવીજદાર ૧
,, દેસાઇ અમૃતલાલ બાપુભાઇ ૧

તલાટી વર્ગ પ્રત

,, લક્ષ્મણ નીલકંઠરાવ જાદવ ૧
,, માણેકલાલ સંપતરામ ૧
,, મોતીલાલ દ્વારકાંદાસ ૨
,, દેસાઇ ગોર્વધનદાસ ગોપાળ ૧
,, દેસાઇ રતનલાલ પ્રેમાનંદ ૧
,, ગીરધરલાલ ધીરજરામ ૧

નામ. પ્રત

રા. જશવંતરામ તોળાશંકર ૨
,, પુરૂશોતમ નાથજી ૧
,, કૃષ્ણલાલ પરસદરામ ૨
,, ગોપાળલાલ છગનલાલ ૧
,, દેસાઇ છોટાલાલ પ્રેમાનંદ ૧
,, ડાહ્યાભાઇ છોટાલાલ ૧
,, હરી નારાયણ લેલે ૧
,, ત્રીભોવન નારણભાઇ ૧
,, હીમતલાલ સુરજરામ ૧
,, હીરાલાલ છોટાલાલ ૧
,, બાપુલાલ ઉમીયાશંકર ૧
,, બાપુલાલ સુખલાલ ૫
,, હીંમતસીંગ પ્રલ્હાદસીંગ ૧
,, પુરૂશોતમ હીમતલાલ ૧
,, ભાઇલાલ મગનલાલ ૫
,, ચુનીલાલ હીમતલાલ ૧
,, ચંદુલાલ હીમતલાલ ૧

ડભોઇ

,, મોદી ગોવિંદલાલ છોટાલાલ ૨
,, ખુશાલભાઈ કાળીદાસ ૧
,, બાપુલાલ કેશવલાલ ૧
,, હીમતસીંગ ગણપતસીંગ ૧
,, તોળાશંકર રણછોડજી ૧
,, છોટાલાલ ગોરધનદાસ ૧
,, ચીમનલાલ દોલતરામ ૧
,, બેચરલાલ દોલતરામ ૧
,, ગોવિંદલાલ દલપતરામ ૧
,, મુળજી માણેકલાલ ૧

| નામ. | પ્રત |
|---|---|
| ,, અંબાલાલ ત્રીભોવન | ૧ |
| ,, હીમતલાલ લાભરામ | ૧ |
| ,, ઝવેરલાલ ગીરધરલાલ | ૧ |
| ,, બાળાશંકર મણીશંકર | ૧ |
| ,, ચુનીલાલ લલ્લુભાઇ | ૧ |
| ,, અંબાલાલ દલપતરામ | ૧ |
| ,, જમનાદાસ હીંમતલાલ | ૧ |
| ,, સોની મંગળદાસ કેશવલાલ | ૧ |
| ,, સોની કેશવલાલ પીતાંબરદાસ | ૧ |
| ,, સોની છગનલાલ બાપુ | ૧ |
| ,, સોની માણેકલાલ બાપુલાલ | ૧ |
| ,, સોની ગીરધરલાલ કુબેરજી | ૧ |
| ,, સોની અમૃતલાલ છોટાલાલ | ૧ |
| ,, શા. મગનલાલ નરોતમદાસ | ૧ |
| ,, શા. ગરબડ મોતીલાલ | ૧ |
| ,, દરજી ચુનીલાલ વનમાળી | ૧ |
| ,, પરીખ વજુભાઇ ભુરાભાઇ | ૧ |
| ,, પુરૂશોતમ કેશવલાલ દેસાઇ | ૧ |
| ,, મોતીલાલ ત્રીભોવન | ૧ |
| ,, હીમતલાલ જમનાદાસ પરીખ | ૫ |
| ,, અંબાલાલ મનસુખરામ | ૧ |
| ,, સીપાઇ મહમદ રૂસ્તમ | ૧ |

**અંકલેશ્વર.**

| | |
|---|---|
| રા. રા. અમૃતલાલ વિઠલદાસ | ૧૦ |

**ઝઘડીયા**

| | |
|---|---|
| રા. રા. ચુનીલાલ મગનલાલ સ્ટેશન માસ્તર | ૫ |

**વઢવાણ**

| | |
|---|---|
| રા. પા. નારણભાઇ હાંસજી | ૧ |
| રા. રા. મગનલાલ શામળદાસ અવલકારકુન પાટણ. | ૫ |

| પુનીયાદ | પ્રત |
|---|---|
| પા. જીવલાલ ભુલાભાઈ | ૧ |

**કારવણ**

| | |
|---|---|
| અમીન. હરીલાલ બાપુલાલ | ૧ |

**શુવાવી**

| | |
|---|---|
| પા. ત્રીભોવન જેશંગભાઇ | ૧ |
| પા. શંકરભાઇ નારણભાઇ | ૧ |

**કંડારી તાબે ચોરંદા**

| | |
|---|---|
| પા રણછોડભાઈ મોકાભાઇ | ૧ |

**તીલકવાડા**

| | |
|---|---|
| શા. દલસુખ દ્વારકાદાસ વતન દાર તલાટી | ૧ |

**ચાંડોદ.**

| | |
|---|---|
| ,, શુકલ મગનલાલ ઉમયાશંકર | ૧ |
| ,, માણેકલાલ છગનલાલ | ૧ |
| ,, છોટાલાલ માણેકલાલ | ૧ |
| ,, બંસીલાલ ભોજમરામ | ૧ |
| ,, હીમતલાલ ભવાનીશંકર | ૧ |
| ,, અંબુજી ગોવિંદ અરણ્યક | ૧ |
| ,, કાળીદાસ ગણપત | ૧ |
| ,, માણેકલાલ હરગોવન | ૨ |
| ,, શા. માણેકલાલ લલુભાઈ | ૧ |
| ,, શા. છગનલાલ હીમતલાલ | ૧ |
| ,, હરનંજ મથુરભાઇ | ૧ |
| ,, અંબાલાલ પુરૂશોતમ કારકુન | ૧ |
| ,, જોશી ઝવેરલાલ ગણપતરામ | ૧ |
| ,, ભેગીલાલ ગીરધરદાસ | ૧ |
| ,, દામોદર ગોકળદાસ | ૧ |
| ,, જેઠાલાલ મોરાર | ૧ |

**મુંબાઈ**

| | |
|---|---|
| ,, ગોવરધનદાસ જમનાદાસ મુંબાઈ સોલીસીટર ઍાફીસ. | ૫ |

# શુદ્ધી પત્ર.

| પાન | ચુકનું ઠેકાણું | લીટી | કેમ છે. | કેમ જોઇએ. |
|---|---|---|---|---|
| ૪ | પાત્રો | ૭ | પાચળથી | પાછળથી |
| ૭ | સ્થળ | ૬ | રંગભૂમીને | રંગભૂમીનો |
| ૧૧ | વારાંગના | ૨ | નાચ છે | નાચે છે |
| ૨૧ | ગાયન | ૧૯ | બ્હાલી | બ્હાલા |
| ૨૫ | આકાશવાણી | ૧૩ | માથેગી | માથેથી |
| ૨૯ | કનકસેન | ૪ | ધગ | પગ |
| | ,, | ૭ | કઠે | કંઠે |
| | ગાયન | ૩ | વહ | વાહ |
| ૩૩ | કનકસેન | ૯ | મુકત | મુક્ત |
| ૪૫ | પદ્મા | ૧૩ | ઘાને | ઘોને |
| ૪૭ | કુસુમ કુમાર | ૨૦ | દુષ્ટેનો | દુષ્ટોનો |
| ૪૯ | ગાયન | ૧૦ | હવે | ઉગાવે |
| ૭૦ | ગાયન | ૮ | કસેનકન | કનકસેન |
| ૯૧ | પાત્રો | ૩ | વથા | તથા |
| ૯ | ગાયન | ૧૮ | કબધ | કબંધ |
| ૨૧ | ગાયન | ૧૯ | બિચારી | બિચારીરે |
| ૨૪ | માયન | ૧૧ | સહે. | સાહે |
| ૨૫ | આકાશવાણી | ૧૪ | સુર્ય | સુર્ય |
| ૪૪ | | ૨ | મરમાળ | વરમાળ |
| ૪૪ | માયન | ૧૪ | સાર; | સારી |
| ૪૬ | માયન | ૫ | ખારસી | આરસી |
| ૫૨ | માયન | ૧૬ | કસાવો. | કલપાવો |
| ૮૮ | સુરચંદ | ૮ | પાણીગાં | પાણીમાં |

# પ્રસ્તાવના.

આજકાલ હીંદુસ્થાન અંદર, અભિમાનમાં અંધ બનેલા; તથા વ્યભીચારમાં મશગુલ; એવા ઘણા જનો દૃષ્ટી ગોચર થાય છે. તેઓના મનપર અસર કરવા માટે મહાન કવીઓ, પોતાની કસાયલી કલમોનો અનેક પ્રકારે ઉપયોગ નિરંતર કર્યા કરે છે, છતાં દુરાચરણી મનુષ્યોના દીલમાં તેની લેષ પણ અસર થએલી જોવામાં આવતી નથી.

તેથી આ એક ઉછરતા યુવકની નવીન તાજી પણ બીન કસાયલી કલમથી લખાએલ, લઘુ પુસ્તક ભારતવાશી સ્વદેશી બંધુઓના પવિત્ર અંતઃકરણમાં કંઈ પણ, જુજ નીતિની છાપ બેસે એટલા જ હેતુથી બાહાર પાડવામાં આવ્યું છે.

તો સર્વ ભાઇઓ પુસ્તકમાંથી નજરે ચડતો સદ્ગુણ ગ્રહણ કરી તે પ્રમાણે વર્તન કરવા કૃપાવંત થશો !

આ મારો પુસ્તક લખવાનો પ્રથમ પ્રયાસ હોવા છતાં પીંગળનો અણવાકેફગાર હોવાથી, થએલી ખામી બદલ સર્વજન દરગુજર કરશે એવી આશા છે.

તા૦ ૨૬ નવેમ્બર ૧૯૦૫.

મુ૦ ડભોઈ મનાપોરના ચકલે. } અંબાલાલ ગીરધરલાલ, મહેતા, ડભોઇ.

---

# પાત્રો.

## પુરૂષ વર્ગ.

મદનસીંહ—મદનપુરીનો રાજા.

રાયસીંહ
ચીત્રસીંહ } તેના પુત્રો.
કુસુમકુમાર

કનકસેન—પાચળથી કુસુંબાપુરીનો રાજા પદ્માનો પતિ

રમણસીંહ—મદનસીંહનો પ્રધાન.

ફક્કડશા—મદનપુરીનો એક દારૂબાજ વાણીયો.

ભૈરવનાથ—દેવ.

રત્નસેન—રત્નપુરીનો રાજા.

ધીરસીંહ—ધર્મજપુરીનો રાજા.

માધીયો—રત્નપુરીનો હજામ.

બ્રાહ્મણ—એક વટેમાર્ગુ.

કાન્તસેન—કુસુંબાપુરીનો રાજા.

સામળશા
રૂપચંદ
સોમચંદ } કુસુંબાપુરીનું માહાજન.
સકરચંદ

ફોફળશા—ઠગ.

## સ્ત્રી વર્ગ.

તારામતી—કનકસેનની મા, મદનસીંહની રાણી.

સૌભાગ્યસુંદરી— ,, બેન, ,, પુત્રી.

પદ્માવતી—રત્નસેનની કુંવરી, પાછળથી કનકસેનની પત્ની.

ચંદ્રા—ચાતુરી
કેસરબાળા } તેની સાહેલીઓ

ચંદ્રમુખી—પદ્માવતીની સાહેલી તથા કુકડશાની સ્ત્રી.

વિમળદેવી—પદ્માવતીની માતા રત્નસેનની રાણી.

મંચ્છી—માધીયા હજામની સ્ત્રી.

લલીતા—વણીકપુત્રી, રામચંદની બ્હેન.

એ શીવાય—સુત્રધાર, વિદુશક, નટી, વારાંગના, પ્રધાન, દરવાન, જોશી, સીપાઇઓ વિગેરે વિગેરે.



શ્રી.

નવીન

# કનકસેન—પદ્દમાવતી

## નાટક.

### સ્થળ.

**નાટ્યા રંગભૂમીને દેખાવ.**

મંગળાચરણ.

( નેપથ્થમાં )

હરનંદન સુખકારા, પ્રીતે જપું જપ માળ,
સાહ્ય થજો રઢીયાળા વિઘ્ન હરણ દયાળ.

---

( ૐ તત્ સત્ પરામાત્મા ) એ રાગ.

સુત્રધાર—ૐ સુખકર દુઃખહર જય, વિભુવરા પ્યારા,
ગીરીવર ધર્ણી તન મન અર્પું, દેવ દીન દયાળા......ૐ

સર્વપાત્રો—સાહાક શ્રી હરી વિશ્વ સકળના, જય જય જય અવીનાશી;
છો વહાલા. નંદલાલા, રઢીયાળા ગુણમાળા, ભવઆરો,
ફેડનારો, સુખકારો, તારનારો, છો સચરાચર સારા....ૐ
જય અવીનાશી, અગમ અગોચર, જય ક્ષીર સાગર વાશી,
સુખકારી, છબી તારી, જઈએ અમે, વારી વારી;
પ્રભુ તારી, બલીહારી, કૃતી તારી,

કરવાથી થતા ગેરફાયદા. ક્ષત્રી બાળા પર અણુધારી આફત પડ્યા છતાં "સબુરીનો બદલો પરમેશ્વર આપે" એ કહેવત ઉપર વિશ્વાસ રાખી, તથા ધૈર્ય એજ સુખ દુઃખનો સાચો મીત્ર છે એમ હીંમત ધરી, અનેક સંકટો પોતાના ઉપર ગુજર્યા છતાં, પોતાનું શીયળ રક્ષણ કરી વ્હાલા પ્રીયતમનો ભેટો લીધો.

સતીને સંકટ દેનાર તથા દુષ્ટ કર્મ કરનારને કરેલાં કર્મનાં ફળ કેવી રીતે મળે છે યાને પાપીને પાપની પુરી સજાનો પ્રતક્ષ દાખલો.

મદનસીંહને અભિમાનનો બદલો ઇશ્વર આપે છે. છેવટ પીતા-પુત્ર તથા પતી-પત્નીનો મેળાપ, અને વિધાતાના લખેલા લેખ કોઇથી મીથ્યા થતા નથી. એ વાતની સર્વના મનમાં સજ્જડ છાપ બેસવી. વિગેરે બાબતોનો આબેહુબ ચીતાર સ્વદેશી ભાઇઓના પવિત્ર અંતઃકરણમાં ઠસાવવા માટે, અતિ રસીક "કનકસેન-પદ્માવતી" નો ખેલ ભજવી બતાવવાનો છે. માટે સુભ પ્રસંગે સમયને અનુસરી ઇશ્વર પ્રાર્થના કરીએ.

સુત્રધાર-નટી— (ઇશ્વર સ્તુતિ.)

વંદન કરીએ વિશ્વધાર? જગદાનંદ હે મોરાર, (૨)
અકળ ગતી અવિનાશી તારી, વારંવાર અમ જઇએ વારી; (૨)
ચરણ પ્રતાપે અહલ્યા તારી, કબંધને દીધો ઉધારી, (૨)
ભીડભંજન મોરાર..................છો કીરતાર;
વારંવાર.......................... ........જગદાધાર
વંદુ સાર સાર........................વંદન.

(સ્તુતી કરી રહ્યા બાદ)

સુત્રધાર—સુજ્ઞ શ્રોતા જનો! નાટક પાત્ર તૈયાર છે, માટે હવે ખેલ ભજવવાની સરૂવાત કરવા રજા લઉં છું. (સુત્રધાર નટી જાય છે)

# અંક ૧ લો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ**—મદનપુરીમાં રાજ્ય દરબાર.

**પાત્રો**—મદનસીંહ-રાયસીંહ-ચીત્રસીંહ, કુસુમકુમાર-કનકસેન-પ્રધાન રમણુસીંહ ચોપદાર-વારાંગના-વિદુશક.

**ચોપદાર**—મહારાજાધિરાજ કુળદીપક, કુળમણી, વીજયી મદનસીંહ મહારાજને ઘણી ખમ્મા.........ની ધાપે નીધારખ્ખો મહેરબાન.........................................સલામ.

**મદનસીંહ**—પ્રધાનજી! આપણી રૈયત દુઃખી છે કે સુખી? બીજુ ચોર ઠગારા વિગેરે. લુચ્ચા લોકોને રાજ્યની હદ બ'ાર કાઢી મુકવા તમોને હુકમ કરેલો હતો તેનો કેવી રીતે અમલ કર્યો?

**રમણુસીંહ**—નેક નામદાર? આપના જેવા ન્યાયી અને દયાળુ રાજા, કે જે પોતાની રૈયતને પુત્ર પુત્રી તુલ્ય ગણે છે. એવા ઉદાર દીલના આપના રાજ્યમાં, પ્રજાના દુઃખ સુખનું શું પુછવું છે? સર્વ પ્રજા સુખ સાગરમાં પોતાના આનંદભુવનમાં કલોલ કરે છે. બીજુ આપના હુકમાનુસાર, આપણા રાજ્યની હદમાંથી ચોર ઠગારા વિગેરે લુચ્ચા લોકોને કાઢી મુકયા છે. જેથી કરી રાજ્યનો બંદોબસ્ત સારા પાયા ઉપર આવી સર્વ પ્રજા નિર્ભય રીતે પોતાના કામકાજમાં આનંદ કરે છે.

**ચોપદાર**—માહારાજાધિરાજ! વારાંગના આવવાની રજા માગે છે.

**મદનસીંહ**—ઠીક આવવા દો. (ચોપદાર જાય છે વારાંગના પ્રવેશ કરેછે)

**વારાંગના**—( સલામ કરી, નાચે છે )

( પ્યારે તોરે અંગમે ) એ રાગ.

ન્હલે તોરે અંગમે અત્તર ગુલાબ હય—પ્યારે.
અત્તર ગુલાબ હય નેના કમલ હય,
ઔર ગલે ચંપા ચંબેલીકા હાર હય......પ્યારે.
ગોરે ગુલાબ ગાલ ચહેરા કમાલ હય,
ધીરા ધીરા ચાલો સૈયાં પતલી કમર હય—પ્યારે.

**મદનસીંહ**—વાહ ? શું સંગીત મધુરૂં ગાયન કીધું છે, કે જેથી મનને અતિ આનંદ ઉપજે છે. ( વારંગના જાય છે. )

**વિદુશક**—માહારાજા સાહેબ ? જ્યાં સુધી બહાદુર વિદુશક બંકાના ડંકાનો નાદ સુણ્યો નથી, ત્યાં સુધી સૌ વૃથાજ સમજજો.

**રમણસીંહ**—વાહ બહાદુર રંગલા વાહ ? તું પણ તારી વાણીનો ઉપયોગ કરી સભાજનનાં મન સંતુષ્ટ કર.

( મને તો આવડે બધુરે ) એ રાગ.

**વિદુશક**—અમે તો શોખીન શાણારે (૨) મારી સુરત મજેદાર,
વળી માનવનો અવતાર.................. ..અમે.
મુછનો આંકડો વાંકડો વાળી ફાંકડો ફરૂં યાર,
ભલભલાને ભોળવી નાખું દીવાના કરૂં યાર;
મારી નયનની કટાર...... ..................અમે.
બુટને સ્ટૉકીંગ ઝાકીટ પૉકીટ, લૉકીટ પેરૂં હું સાર,
કમર કસીને બાંધું હું પ્રીતે, વળી વાંકી તલવાર;
કરૂં ભલભલાને ઠાર..........................અમે.

તાતાધીન કરી નરઘો તબલો, વળી વગાડું સતાર,
હર્ષ ધરીને હારમોન્યમ, તતડું એકજ વાર.
એવો ગુણુ તણો ભંડાર.....................અમે.

**મદનસીંહ**—વાહ વીદુશક ! તારી વાણીમાં તો અમૃતે વાસ કરેલો જણાય છે.

**વિદુશક**—મહારાજ ! આતો ફક્ત બે છાંટા મોંમાંથી પડી ગયા છે

**મદનસીંહ**—ઠીક.

અરે મારા પ્યારા પુત્રો !

**ચારેકુંવરો**—પીતાજી !

**મદનસીંહ**—આજે મારા મનમાં તમોને કાંઈ એક બાબત વિશે પુછવાની ઇચ્છા થઈ છે.

**ચારેકુંવર**—શીરછત્ર શીરોમણી ભલે ખુશીથી કહો, આ આપના દીન બાળકો ખુશીથી કહેવા તૈયાર છે. માટે સત્વરે કહો.

**મદનસીંહ**— પ્યારા પુત્રો ! કહો તમો આપ કરમી કે બાપ કરમી, સાચેસાચું જે તમો તમારા મનમાં કહેવા ધારતા હો તે કહો.

**ત્રણકુંવરો**—પીતાજી ! અદ્યાપ સુધી તો હમે બાપ કરમીજ છીએ. કારણુ હજુ અમો કીશોર વયના બાળકો છીએં, જેથી કરી હમારાથી કાંઈ ઉદ્યમ થતો નથી અમે તો માત્ર આપ શીરછત્રની છાયામાં રહી, સુખશાન્તીમાં આપના વડે ખાઈ પી મોજમઝામાં દિવસ નિર્ગમન કરીએ છીએ. તો પછી હમારાથી આપ કરમી કેમ કહેવાય.

**મદનસીંહ**—શાબાશ મારા વ્હાલા પુત્રો શાબાશ.

**વિદુશક**—થેંકસ માયડીયર ફ્રેન્ડ આર્ફ એમ વેરી ગ્લૅડ.

**રમણુસીંહ**—અરે મુર્ખ ? તું શું બકે છે. તું વળી ઇંગ્રેજી જાણે છે કે શું ?

**વિદુશક**—ત્યારે કેમ ન જાણું હું મુંબાઇમાં ઍંગ્લોર પ્રેસમાં નોકર હતો, ત્યાં આંખે પાટા બાંધી ઈંગ્લીશ ટાઇપો ધોવાનું કામ કરતો હતો. એટલે દરરોજ અંગ્રેજી અક્ષર મારા હાથમાં આવે, પછી બાકી શી રહી, પછી તો પઢાપઢીને પોપટ થઈ ગયો. એટલે સટાક દઇને સટકી જઈ રાજાજીની તહેનાતમાં આવી રહ્યો.

**રમણસીંહ**—વાહ ખરેખર વિદુશક તુંતો અક્કલનો ઇસ્કોતરો હોય એમજ જણાય છે.

**મદન**—પણ અરે કનકસેન તું કાંઈ પણ ઉત્તર કેમ નથી આપતો?

**કનકસેન**—પિતાજી તમો મારા પાસે શું કહેવરાવવા ઇચ્છા રાખો છો? શું તમો નથી જાણતા, કે સર્વજ્ઞ: વ્યાપક જગતની યંતા પરમેશ્વર સર્વનું પાલણ કરે છે. અને ખરી રીતે જોતાં તેજ પ્રાણી માત્રનો પાલન કરતા છે. ઇશ્વર પ્રાણીને દાંત આપે છે, તેની સાથેજ; ચાવણ પણ આપે છે. તેની સાબીતીમાં જુઓ તો બાળક જન્મે છે કે તરતજ તેની માતાના સ્તનમાં દુધ તૈયાર રાખે છે. માટે હે પિતાજી! પ્રાણી માત્રને તેના કીસ્મત પ્રમાણે સુખ દુ:ખ મળે છે. લલાટે વિધાતાના લખેલા લેખ કોઇથી મીથ્યા થતા નથી. કોઈ બીજાના કર્મવડે કરી, ત્રાહીત માણુસને સુખ કીંવા દુ:ખ પ્રાપ્ત થતુંજ નથી. માટે સર્વ માણુસ આપકરમીજ છે.

**મદનસીંહ**—ઠીક; તો તું પણ આપ કરમીજ કની?

**કનકસેન**—ખસુસ, આપ કરમીજ.

પિતાજી! આપ આમ આટલા બધા આકળા શા માટે થાઓ છો. વળી આપની વૃદ્ધાવસ્થા નજીક આવેલી છે. એ અમુલ્ય અવસરમાં ઇશ્વરનું સ્મરણ કરી દેહનું સાર્થક કરવાને બદલે, અભિમાનનો અંકુર પ્રગટ કરી મદ રૂપી સમુદ્રમાં ડુબવા શા માટે તૈયાર થાઓ છો?

**મહનસીંહ**—છોકરા ! અરે નાદાન છોકરા ! તું તારા ભવીષ્યનું ભલું તાકી તારી બાળ હઠ મુકી દે. ને બાપ કરમી હોવાનું કબુલ કર. નહીંતો પછી હું તારૂં કાળુ મુખ જોવા ઇચ્છતો નથી. માટે તારે એકદમ મારા રાજ્યની હદ બહાર ચાલ્યા જવું.

**કનકસેન**—પિતાજી ! ઇશ્વર પ્રાણી માત્રનો પાલન કરતા, ને તેજ સર્વનો અન્નદાતા ! છે. તો તેને એક બાજુપર મુકી દેઇ, ફક્ત પાપી પેટ ભરવાને માટેજ પરમ દયાળુ પરમેશ્વરનો મારાપર કરેલો અનહદ ઉપકાર ભુલી જઈ બાપ કરમી થઇ બેસવું, તે કરતાં જંગલે જંગલ રખડી રઝળી, ખરી મહેનતથી શેર અંનની પ્રાપ્તી કરી ઉદર નીર્વાહ કરવો. તેનેજ હું અતિ ઉત્તમ માનું છું

**મહનસીંહ**—ચુપ રહે ? નાદાન છોકરા, શું તું મને શીખામણ આપવા યોગ્ય છું.

**કનકસેન**—( અરે શું માનવનો અભિમાન ) એ રાગ.

અરે શું તાત કરો અભિમાન, પલકમાં જવું મરીરે,
જપોની ભવતારણ ભગવાન, વિશંભર ભજો હરીરે;
વિશંભર ભજો હરીરે, જરૂર તો જવું મરીરે......અરે શું.
અભિમાન કર્યાથી આયુષ ઘટશે આ આ.........રે અરે
જાણી બુજી મરે મમતમાં તોએ..................રે ખરે
મૂરખ ભૂલી ભાન...............................અરે શું.
દેહ ક્ષણ ભંગુર આ વળી, સ્વપ્ન તુલ્ય સંસાર છે,
સર્વ વ્યાપક શ્રીહરી અભિમાન પરહર નાર છે;
અહંકારથી ઇંદ્રે અતિ અપરાધ શંકરનો કર્યો,
જાલંધર ઉત્પન્ન થઇ ઇંદ્રિ ગર્વજ પર હર્યો........અરે શું.

મુબજ પિતાશ્રી ! અભિમાનનો બદલો ઈશ્વર આપ્યા વિના ર-હેતોજ નથી.

જુઓ તમો; કદાપી અભીમાનનો અંકુર પ્રકટ કરી, કોઈ સારા ફળ મેળવવાની અપેક્ષા રાખતા હોય, તો તે સૌ વ્યર્થ સમજજો.

બાવળનો વાવનાર કદાપી આંબાફળના રસનો સ્વાદ ચાખ-વાની ઇચ્છા રાખે, પરંતુ તે તેને ન મળતાં, બાવળના કંટકનોજ ભાગી થઇ પડેછે. ને તેની વેદનાથી વ્યાકુળ બનેછે.

જુઓ, રાવણ જેવો પૃથ્વીપતિ, કે જેણે સર્વ દેવતાઓને પો-તાને તાબે કર્યા હતા. પરતુ અભિમાનથી શ્રી રામચંદ્રજીની પત્નિ સીતાનું હરણ કરી લાવ્યો, તેથી કરી રામચંદ્રજીએ તેનું કુળ પા-યમાલ કરી તેનો ગર્વ ઉતારી નાશ કીધો.

વળી બાણાસુર; કે જે મહાદેવના વરદાન વડે કરી, સહસ્ત્ર બાહુની પ્રાપ્તી કરી શકયો હતો. પરંતુ બાહુ બળના અભિમાનથી શંકર પાસે લઢાઇ માગી, તો તેથી કરી અંતે શ્રીપરમાત્માએ તેના હસ્તનુ છેદન કરી તેનો ગર્વ ઉતાર્યો.

વળી બીજા પણ જેવા કે, દુર્યોધન, શીશુપાળ, દંતવક્ર, જ-રાસંદ જેવા મોટા બળીયા યોદ્ધાઓનો પણ અભિમાનથી નાશ થ-એલો છે. તો પછી તમો મનુષ્ય તે શા તોલે છો. માટે પિતાજી ! હજુ પણ વિચાર કરી અભિમાન પરહરો તો ઠીક.

**મદનસીંહ**—અરે દુષ્ટ સ્યામમુખી મુર્ખા છોકરા, તું મારા આગળથી એકદમ ચાલ્યો જા, નહીતો શીપાઇ પાસે ધક્કા મરાવી કાઢવો પડશે.

**કનકસેન**—પિતાજી ! હું આપની આજ્ઞાને અનુસરી જાઉંછું, પરંતુ આ મારા બોલેલા એકેએક શબ્દ આપને યાદ આવશે, અને પાછ-ળથીપસ્તાશો.

મને પક્કી ખાતરી થઇ છે કે, આપ દુઃખી થશો અને આપના કુટુંબને વિના સ્વારથ દુઃખી કરશો.

જેવી રીતે કોઇએક માણુસના ટોળા પૈકી, એક માણુસ, ખાળકુંડી અંદર પથ્થર ફેંકે, તો તેથી કરી તે પોતે છંટાય છે, ને સામાને પણુ છાંટા ઉડે છે. તેવીજ રીતે આપના અભિમાનના છાંટા આપને, તથા આપના કુટુંબને લાગશે, ને ગરીબ બિચારા નિરપરાધીઓને પણુ આપણા દુઃખમાં ભાગ લેવો પડશે.

( મદનસીંહ સીંહાસન પરથી ઉઠી મારવા ધસે છે )

પ્રણામ પ્રણામ પ્રણામ, મારા સર્વને પ્રણામ,
પ્રણામ માત તાત ભ્રાત, ધરતી માતને પ્રણામ;
પ્રણામ નગ્ર લોકને, દરબારને ઘણા પ્રણામ,
પવિત્ર બેનને પ્રણામ, મીત્રોને છેલ્લી સલામ. ( જાય છે )

**મદનસીહ**--હવે ઘણો વખત થઇ ગયો છે માટે કચેરી બરખાસ્ત કરો.

**ચોપદાર**—મહારાજા ધિરાજ મદનસીહ મહારાજને ઘણી ખમ્મા નિધાપે નીલા રખ્ખો મહેરબા..................ન. સલામ.

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળ**—તારામતીનો મહેલ

**પાત્રો**—તારામતી–સૌભાગ્યં સુંદરી–પાછળથી કનકસેન–મદનરીંહ

**તારામતી**—અલી સૌભાગ્યસુંદરી! આજે જો પેલો કનકસેન ઉતરી ગએલે ચહેરે આ તરફ આવતો જણાય છે. તેનું શું કારણુ હશે?

**સૌભાગ્ય**—માતાજી ! કોણુ જાણે એને કોઇએ દુભવ્યો તો નહીં હોય !

( કનકસેન પ્રવેશ કરે છે )

**કનકસેન**—માતુશ્રી !! ( કહી અટકી પડે છે )

**તારામતી**—બેટા બોલતો કેમ ગુંચવાય છે. આજે તને શું થયું છે. તું જેમ જેમ વાર લગાડે છે, તેમ તેમ મારા મનમાં કાંઇ કાંઈ તર્ક વિતર્ક થાય છે. માટે જલદીથી કહે.

**કનકસેન**—માતાજી....મા....રા.. ઉ...પર...પી...તા...જીએ... ગુસ્સે...થઇ...મને...દેશ......( અટકી પડે છે )

**સૌભાગ્ય**—શું મારા વ્હાલા ભાઈ, તને પિતાજીએ દેશવટો દીધો હાય !!! ( મુર્છા ખાય છે )

**તારામતી**—બેટા તને શા માટે દેશવટો દીધો ?

**કનકસેન**—( અશ્રુ લાવતાં ) માતાજી ! પિતાએ અમો ચાર ભાઇઓને પુછ્યું, તમો આપકરમી કે બાપકરમી, ત્રણ ભાઇઓએ બાપકરમી કહ્યું, ને મે આપ કરમી કહ્યાથી...માતાજી મને સત્વરે રજા આપો.

**તારામતી**—ભાઈ તું ન જા, તારા વિના આ તારી માતા એક ક્ષણ પણ જીવી શકનાર નથી.

( ને પથ્થમાં-મદનસીંહ મહારાજને ઘણી ખમ્મા... )

( મદનસીંહ પ્રવેશ કરે છે )

**સૌભાગ્ય**—પિતાજી ! પિતાજી ! ઓ મારા વ્હાલા પિતાજી! તમો આવા નમેરા કાં થયા, મારા વ્હાલા ભાઈ કનકસેનને દેશવટો દેતાં આપની જીભ ગુંચવાઈ કેમ ન ગઈ. પિતાજી ! કદાપી "છોરૂ કછોરૂ થાય, પણ માવતરથી કમાવતર ન થવાય." શીર છત્ર આ

આપની દીન પુત્રીની આજીજી ઉરમાં ઉતારી, કનકસેનનો ગુન્હો માફ કરો, ને દેશવટો ન ધો. (મુર્છા ખાય છે)

( છતાં મદનસીંહ કાંઈ નહીં બોલવાથી )

**તારામતી**—મારો કુસુમમય કોમળ બાળક, કે જે પૃથ્વી પર પગ મુકી, પાંચ ડગ પણ ચાલવાને પામ્યો નથી. જેણે ગામની બાગોળ કદી પણ મુકી નથી. તેને દેશવટો દેઈ વિકટ જંગલમાં મોકલવાની આજ્ઞા કરતાં, આપની જીભ ગળે કેમ ન ઉતરી પડી.

ખરેખર; પાષાણ હૃદય પુરૂષ જાતીના દીલમાં, દયાનો અલ્પ અંશ પણ હોતો નથી.

પ્રાણનાથ તમો આવા નીર્દય કેમ થયા? પ્યારા પુત્રને દેશ-વટો શા માટે દીધો?

**મદનસીંહ**—બસ તારે એ બાબત મને કાંઇ પણ કહેવું નહીં.

**તારામતી**— (નહીં ચેન નાથવીણ) એ રાગ.

શીદ નાથ દુઃખ કરો આજ મને, આજ મને મહારાજ મને,
શીદ નાથ દુઃખી કરો આજ મને...............શીદ.
પ્રાણથી પ્યારો પુત્ર પ્રવિણ આ,શીદ કઢાવો આજ વને—શીદ.
પુત્ર વિના તો ઝુરી મરૂં હું..........................

મદનસીહ......................ના ના નહીં તેવાત બને—શીદ.

(કનકસેન પ્રત્યે) જારે કુકર્મી પુત્ર કપુત તું, મારી કઢાવું લાત તને

તારામતી.......................................શીદ

**મદનસીંહ**—બસ તારે હાવે એ વિશે પંચાત કરવી નહીં.

(કનકસેન પ્રત્યે) હુકમ તારૂં કાળુ કર. (મદનસીંહ જાયછે,)

**સૌભાગ્યસુંદરી**—( મુર્છા વળવાથી ઉઠીને ગદ્દગદ્દ કંઠે ) નવીન રાગ

અફસોસ પ્યારા ભાઈ મારા, શું તું વન જાય,
રજા લેવા તું આવ્યો અહીં, કાળજું કપાય;
હાયરે હાય મન મુંઝાય, લાગે ચીત લ્હાય લ્હાય—અફસોસ.
ભગીની ભ્રાત માત વાત, તજીને વંન જાય,
વિયોગ સાલે હૈડે મારે, હાયરે હા સદાય...અફસોસ

( મુર્છા ખાય છે ) ( કનકસેન ચાલ્યો જાય છે )

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ.

રત્નપુરીમાં અંબીકા માતાનું દેવળ તથા તેને ફરતો બાગ.

પાત્રો પદ્માવતી તથા તેની સાહેલીયો ચંદ્રા, ચાતુરી, કેશરબાળા, ચંદ્ર મુખી વિગેરે.

**પદ્મા**—આજે સર્વ બેનો સાથે મળીને માની સ્તુતી કરીએ.

**સર્વ**— **સ્તુતી**

નમામી મહીષાસુર મર્દીની, નમામી મામક પાલીની,
મહીષ મસ્તક નટન વેદ વિનોદીની, મોદીની, માલિની, માનીની
પ્રણુતજન સૌભાગ્ય જનની મહીષાસુર મર્દીની;
શંખ ચક્ર સુલાંકુશ પાણી, શકતી સેના મધુર વાણી,
પંકજ નયના પનંગ વેણી, પાલીત ગુરૂ ગુરૂં પુરાણી;
શકરાર્ધ સંારરણી, સમસ્ત દેવ તરૂપીણી,
કંકણુ લંકૃતા જનની કાત્યાયની નારાયણી—મહીષાસુર.

( પ્રે. મૌલાબક્ષ )

( સ્તુતી કરી રહ્યાબાદ આરતિ સળગાવી આરતી ઉતારે છે. )

**સર્વ—** **આરતી.**

જય જય જય મુજ માય, નીરગુણ છો ન્યારીમા (૨)
બ્રહ્મા ભેદ ન જાણે મા (૨) અકળકળા તારી. જયો જયો માજયઅંબે
નારાયણી તુજનામ, વરદાયક દાતા મા (૨)
મનવાંચ્છીત ફળ દેજો (૨) જય અંબે માતા—જયો જયો.
ચંડ મુંડ સંહરતા, મૈસાસુર માર્યો મા (૨)
વિમળને વર આપ્યો (૨) વણીક ઉગાર્યો—જયો જયો.
વિનતી તારી માત, કરજોડી કરીએ મા (૨)
નામ નિરંતર લેતાં (૨) ભવસીંધુ તરીએ—જયો જયો.

**ચાતુરી**—કેમ બેન પદ્મા, હાવેતો ઘર તરફજ ગમન કરવું છે કેની ?

**પદ્મા**—અરે નાના, આજતો સરદ પુનમની રાત્રી છે, માટે આ બાગના માધવી મંડપમાં ગરબો રમ્યા બાદ જવાનું છે. માટે ચાલો. ( માધવી મંડપમાં જાય છે. )

**પદ્મા**—તથા સાહેલીયો— **ગરબો.**

( ઉગ્યો સખી! સૃષ્ટીનો શ્રંગાર હાર ) એ રાગ.

જોને બેન ? રૂડી રઢીયાળી રાત,
શોભી રહ્યો ઇંદુ આકાશમાં;
થાઓ બેન પ્રેમી બાળાઓ તમે શાન્ત,
રંગે રમો પતિના પાસમાં—વાહ—
શીતળ ચાંદની ! સરદની, રૂડો ચંદ્ર પ્રકાશ,
જગ દીપક દીપી રહ્યો, શોભાવે આકાશ.
સૈયર શાણી પતિ ગુણ ગાય, તો તો મંગળ અતિરે,
વિરહે ઘેલી બની વનીતાય, ભેટે કયારે પાતરે.

ધરોની બેન? પ્રીને પતિનું તમે ધ્યાન,
પ્રીતેથી મળે પ્યારા રસીક દીલ જાન.
પ્રેમી પ્રીતમ પક્ષને, પ્રેમરસ પરીધાન;
પ્રીતેથી કરશે પ્રેમદા, તો રીઝે દીલજાન.
થઈ વિરહે અતિ ચકચુર—ચઢયું ઉર વીરહ તણું પુર,
સખી રંગે રમી ભરપુર—મળવા રસીક અતિ આતુર.
પેખી પતિ નીજ ચતુર ચંદ્ર, પોયણુ તો હરખાય,
ચાતુર ચંદ્ર સમ જ્યાં ધણી, મંગળરંગ છવાય.

( ગરબો ગાઈ રહ્યા બાદ પદ્મા ઉદાસ થાય છે )

**કેશરબાળા**—બેન પદ્મા, આજે ગરબો ગાવાથી તારા દીલમાં કાંઇ ખેદ ઉત્પન્ન થયો હોય, એમ લાગે છે. સાચું કહે, મને તારો ચહેરો ઉદાસ કેમ લાગે છે.

**પદ્મા**—બ્હેન કાંઇ નહીં, એતો અમસ્થોજ.

**કેશર**—ના બેન ના, એમ ના બને, આજે તું કાંઈ ઊંડા વિચારમાં પડી હોય, અને તેથી કાંઈ તુ દીલગીર થઇ હોય, એમ મને ભાસે છે. માટે તને મારા સમ છે સાચેસાચું કહે.

**સાહેલીયો**—શું આમ સાહેલીયોની ચોરી રાખવી ઘટે છે.

**પદ્મા**— ( માતા વિનાની બાળા ) એ રાગ
વ્હાલી વિનાની નારી બિચારી,
જેમ જળવીણુ માછલી ન્યારીરે;
ગોળ વિના કંસાર ન મીઠો,
દેખીને તે દુઃખકારીરે.........વ્હાલા.
સ્વામી વિના સંસારજ સુનો,

લાગે છે આ ભવ કારીરે......વ્હાલા.
કામ સતાવે સાહેલડી મોરી;
મદન પીડા બહુ ભારીરે......વ્હાલા.

**ચંદ્રા**—બ્હેન તેમાં તું આમ ઉદાસી શા માટે થાય છે. કાંઇ ઉતાવળે આંબા પાકતા હશે " સબુરાનો બદલો પરમેશ્વર આપે " માટે શાણી સાહેલી શોક તજી દે, ઇશ્વર સૌ સારાં વાનાંજ કરશે.

**પદ્મા**—બેન મને તારી શીખામણ કાંઇ પણ અસર કરતી નથી. જોને બેન ! આ પશું પંખીઓ પણ પોતાના પતિ સાથે કેવાં કલોલ કરતાં જણાય છે.

વળી જો; આ જુઇ પોતાના પતિ સાથે કેવી લપટાઇ ગઇ છે. સાહેલી શું હું પશુ પખી કરતાં પણ નકામીજ છું. શા માટે ! કે એક સ્વામી વિનાજ. ( પાછી ઉદાસ થાય છે. )

**ચંદ્રમુખી**—પદ્મા બેન પતિ વિના દુઃખી થાય છે, ને હું પતિવડે દુઃખી થાઉં છું. પદ્મા બેનને પતિ મળ્યા નથી, ને મને મળ્યા છે. તે ન મળ્યા જેવાજ છે. આખો દિવસ દારૂના દુર્વ્યસનમાં લુબ્ધ બની રહે છે, હું કહું છું તે કાને નથી ધરતા ને રોજ માર પડે છે. એક દુઃખને બાજુ હસતું. ( શોકાતુર ચહેરે. )

( ઝીણા ઝરમર વરસે મેહ ) એ રાગ.

વાત વીતી કહું છું મારી આજ, સુણ મારી સાહેલડી,
મારા સ્વામી દારૂડીઆ બાજ, સુણ મારી સાહેલડી.
સોડાર્વોટર ને દારૂના સીસા ઉડે અતિ આગ ઘેરરે,
હામ ધરી હું જઇને રોકુ, લાવે છે મુજપર વેર        સુણ.

ટક ટક કરીને થાકુ અતિશે, નાના કહું ભરથારરે;
ક્રોધા આવેશમાં આવીને મુજપર, દીએ પાટુનો માર.      સુણ.
કહો બેન, એ કરતાં વધુ શું દુઃખ છે.

પદ્મા—બ્હેન એવી વાત તારે મારા આગળ કદી પણ ન કરવી. ગમે તેવા પતિ હોય પણ તેમને પ્રભુસમ માની તેમની સેવા કરવી, એવું શાસ્ત્રમાં ફરમાન છે. માટે સતિઓએ આવું અસત્ય ભાષણ કાઢવું ન જોઇએ.

નવીન રાગ.

પતિવ્રતા નારીને પરખો, સદા શીયળ રત્નો ચરશે (૨)
અભાગીણી અંતરમાં ચુકે, શીયળ રત્નને કોરે મૂકે;
કાચ કટકા............વ્યભીચારે ઝુકે,
ફર્ ફુવડ પુરી પસ્તાશે. (૨).. ............પતિવ્રતા

( પાછી ઉદાસ થાય છે )

કેસરમાળા—શાણી બેન, તુ સઘળું સમજે છે તને વધું શું કહીએ પણ તારા જેવી ભણેલી ગણેલી સ્ત્રીને આવી રીતે શોક કરવો ઘટતો નથી.

પદ્મા૦— હા બેન, હું સર્વ જાણું છું ઇશ્વરે મારા માટે જે પતિ નીર્માણ કર્યા હશે. તે મને મળશે જ. પરંતુ હવે મારાથી મદન રાજનાં મહા તીવ્ર અને વિકાળ બાણુ સહન નથી થતાં.

ચંદ્રમુખી—ઠીક બેન, પણ હવે રાત ઘણી ગઈ છે. એટલે માતાજી વાટ જોતાં હશે માટે સત્વરે ચાલો.

પદ્મા૦—હા સૌ બેનો ચાલો.

( જાય છે )

——*——

# પ્રવેશ ૪ થો.

## સ્થળ-બીહુદ જંગલ

પાત્રો—કનકસેન એકલો.

કનકસેન—( દશા આ શી થઇ મારી ) એ રાગ.

દશા માઠી થઇ મારી, પ્રભુ તારી ગતિ ન્યારી;
બુટ સ્ટૉકીંગને પહેરતા, વળી થાતા અશ્વાર,
ચરણ કોમળ થાકીયા, ખુંચે કંકર સાર;
ભમ્યો હું વન આ ભારી, તથાપી નહીં સુઝી બારી. દશા૦
મનહર ફુલની સેજડી, મળતી સુવા કાજ;
પથ્થર ઉસી કે મૂકી, ભૂપર સુનો આજ;
અકળ લીલા પ્રભુ તારી, થજો સહે તમો મારી, . દશા૦

હે જગત નિયંતા! સર્વ સ્થળ વ્યાપક પરમેશ્વર, તારી અગાધ લીલા ન્યારી છે, તરણાનો મેરૂ ને મેરૂને તરણું બનાવનાર તુંજછે.

તારૂં મુકેલું કાળચક્ર સર્વ વિશ્વમાં ફરે છે તે સુખીઆને દુઃખીઓ ને દુઃખીઆને સુખીઓ, રાજાને રંક અને રંકને રાજા, નીર્ધનને ધનવાન ને ધનવાનને નીર્ધન, ઘડી ઘડીમાં બનાવે છે.

તે કાળચક્ર હાલ તો મારા ઉપર આવી પડેલું છે. જેથી કરી મારી આવી બુરી હાલત થઈ છે.

હે દયાળુ દેવા, હાવે મને આ દુઃખરૂપી સાગરમાંથી બહાર કાઢ, અને તારા પવિત્ર ચરણમાં આ દીન બાળક આવવા અર્જ ગુજારે છે, તે તું સત્વરે સ્વીકાર.

( ગળે ફાંસો ઘાલી ઇશ્વર સ્મરણ કરે છે )

નવીન રાગ.

હરીહર ઇશ, હે જુગદીશ, થજો સાહે, હું નામું શીશ;
ચરણુ તુજ પાસ, આવે દાસ, સ્વીકારો આજ, હે અવિનાશ;
પ્રભુ તુજ નામ, દુઃખ હરતા, વિભુ તુજ નામ, સુખ કરતા,
જપુ તુજ જાપ, હે કિરતાર, નમું હું તુજને મોરાર;

આકાશ વાણી.

સબુર........સબુર. .......સબુર

**કનકસેન**—અરે આ ગેબી અવાજ મારા શ્રવણે ક્યાંથી પડે છે!

( કાન દેઇ સાંભળે છે )

ફરીથી આકાશ વાણી

વત્સ! હે વત્સ! સાહસ કરતાં સબુર કર, આત્મઘાત કરી પ્રભુનો બેવડો ગુન્હેગાર શા માટે થાય છે?

હે વત્સ? હાવે તારે માથેથી દુઃખનું વાદળું વીખરાઇ જઇ, સુખનો સુર્ય ઉદય થશે, માટે ધીરજ રાખી આગળ ચાલ,

**કનકસેન**—અરે વાહ! શું દયાળુ દેવની મહેરબાની, મને સાહસ કરતાં અટકાવ્યો ને મારો જીવ બચાવ્યો. હાવે મને થએલી આકાશવાણી પ્રમાણે સુખ મળશે જ,

ઇશ્વરની અકળકળાનો પાર કોઈ પામી શકે તેમ નથી.

હે વિભુવરા! તેં જે કારણુ સીધ્ધ કરવા અર્થે મને ઘરબાર તજાવી વિકટ જંગલમાં આણી મુકયો છે. ને વળી હાવે મને દુષ્ટ બુધ્ધી શા માટે સુઝાડે છે.

અરે હું એક ક્ષત્રી પુત્ર થઈ આ કાયરનું કામ લઈ બેઠો હતો, એ મારી કેવી મુર્ખાઈ. એ મારી કેવી બેવકુફાઇ.

જે બનવાકાળ હોય તે બને, તે માટે આ ક્ષણ ભંગુર દેહને ચીંતા અગ્નીમાં શા માટે હૈ કવો જોઇએ.

મોગરાની મધુરી કળી ખીલે છે તે કરમાવાને માટેજ સુર્ય ઉગે છે તે આથમવાને માટેજ અને મનુષ્ય જન્મે છે તે પણ મરવાને માટેજ નામ તેનો નાશ છે. તો પછી ડરવું શા માટે જોઇએ.

ક્ષત્રી પુત્રનું કર્તવ્ય કર્મ શું છે! તે સમજ્યા વગર મેં જે મારી દુષ્ટ બુદ્ધીવડે કરી અવિચારનું કૃત્ય આરંભેલું, તે બદલ દુઃખભંજન દીનાનાથ પાસે માફી માગું છું. ( જાય છે )

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—કુકડશાનું ઘર.

પાત્રો કુકડશા તથા ચંદ્રમુખી.

**કુકડશા**—આજે મારી આંખે અંધારાં આવે છે તેનું શું કારણ હશે! બરોબર યાદ આવ્યું. પાંચ વાગવાનો વખત થયો છે. તેથી બ્રેન્ડી પીવાનો ટાઇમ છે. માટે ચાલ થોડોક લાલ દારૂ ને બ્રેન્ડી ઉડાવીએ. ( કબાટમાંથી બાટલી કાઢી પ્યાલી ભરે છે. )

**કુકડશા**—( એક ઘુંટડો પીધા પછી )

### નવીન રાગ

વાહવા મીઠો મઝાનો શરાબ છે......વાહવા

**ચંદ્રમુખી**—પીઓ નહીં પ્યારાએ વસ્તુ ખરાબ છે...વાહવા

**કુકડશા**—( બધી પ્યાલી પી જાય છે બીજી પ્યાલી ભરે છે. )

વાહવાજી વાહવાજી વાહવાજી વાહ......વાહવા.

**સાખી.**

દુધ પીએ દીવાનડા શાણા પીએ સરાબ,
સરાબ વસ્તુ સરસ છે, હોએ કેમ ખ ાગ......વાહવા

( બીજી પ્યાલી પી જાય છે ત્રીજી ભરીને )

**નવીન રાગ.**

લ્યો પ્યાલી જીવજાન બાળા.

ચંદ્ર—પીતાં જીવની હાણ વ્હાલા.
કુક્કડ—સરાબ બ્રેન્ડી તાડી સારી.
ચંદ્ર—આખર જીવની કરે ખુવારી.
કુક્કડ—પીલે સમજી પ્રાણ પ્યારી.
ચંદ્ર—ના...હું એ નહીં પીનારી.
કુક્કડ—અસલ્જા માન, દીલોજાન. (૨)
ચંદ્ર—રાખો ભાન, રાખો સાન.
વ્હાલા વદતાં કેફે ચઢતાં કાંક કરો વિચાર.
કુક્કડ—અપમાન પતિનું કરે અહોનીશ છે તુજને ધિક્કાર.
ધણા ધણા ફીટકર. (૨)
ચંદ્રમુખી—વ્હાલા વદતાં કેફે ચઢતાં કાંક કરો વિચાર.
કુક્કડશા—હેઠ...ઢેમ...ફુલ...રાસ...ફુલ...(ચંદ્રમુખીને લાત મારી પાડી નાંખે છે. [ સામેની ભીંતે આયનો ટાંગેલો છે તેમાં પોતાનો આ બેહુબ પડછાયો માલુમ પડવથી, તથા પોતાના પ્રમાણે ચાળાઓ કરતા જણાયાથી કહે છે. ]

અબે સાલે નાદાન? ક્યું તુંમ બી હમેરી બરોબરી કરનેકુ ચલાતા હે ક્યા?

( એમ કહી લાકડી ઉગામે છે એટલે તકતામાં પણ લાકડી ઉગામેલી માલુમ પડે છે. તેથી દારૂની નીસામાં ચકચુર બનેલો હોવાથી, ભાન નહીં રહેવાથી લાકડીના બે ચાર સપાટા તકતામાં મારે છે. તેથી તકતો ભાગી જઇ ભોંય ઉપર પડે છે.)

અબ સાલે કેસા ભાગ ગયા! સાલે મેરી બી બરોબરી કરનેકુ આયાથા. કયા કુચ લડુ ખાનેકુ આયાથા. ( ચંદ્રમુખીને ) ક્યું બાવડી દુસરી પ્યાલી દેતી હે, કયા મઝા કયા મઝા. હાંઅસ ઉડાવ.

ચંદ્રમુખી—અરે ભરથાર છેક સુદ્ધ ને સાન જતી રહી કે શું, જરા વિચારીને બોલો.

કૃષ્ણદાસ—હાં હાં બીચારી...બીચારી...( વચમાં થાંભલો આવવાથી તે સંગાથે માથુ અફળાય છે. ને પછી આથડીયાં ખાતો પડી જાય છે.)

ચંદ્રમુખી—( માને કહીએ કજોડાની કહાણીરે ) એ રાગ.

મારે માથે છે દુઃખનારે કલાણીરે,
નાથે દારૂથી કીધી સેગાણીરે......મારે
લોક હસાવે છે નાથ નમેરો,
હરી હાય હું હવે તો દુભાણીરે......મારે
લોક કરે ફીટકાર બહુ, દેતા કોટીક ગાળ,
સતી સાધવી હું છતાં શીર ચઢાવે આળ.
દુઃખ દરીએ આ દારા ડુબાણીરે, સાહે કરજો શ્રી ચક્રજ પાણીરે...મારે.

---

# પ્રવેશ ૬ ઠો.

## સ્થળ—વિકટજંગલ.

પાત્રો કનકસેન—પાછળથી ભૈરવનાથ.

**કનકસેન**—હે દયાળુ ઇશ, હાવે મારા પગ થાકી ગયા છે. હવે એક તસુ પણ મારાથી ચાલી શકાય તેમ નથી. હાવે તોકાંઇ વિશ્રામ મળે તો ઠીક. ભુખ પણ કકડીને લાગી છે. પાણી વિના કોમળ કંઠ સુકાય છે. ને કંઠે કોયલી બાઝી છે. હાય દૈવ હાવે હું શું કરૂં...........અરે પણ પેલું મારી નજરે શું દેખાય છે. એ કોઇ દેવનું દેવળ હોય એમ ભાસે છે, માટે ચાલ ત્યાં જાઉં.

( જાય છે. )

### નવીન રાગ.

વાહવા મનોહર આંબ્ર ઘટા,
વાહવા તરૂવર છાઇ છટા'......વાહ.
દ્રાક્ષ થકી પણ મીષ્ટ ફળો છે, વહ મને એ ઠીક મળ્યાં છે.
સુંદર આ વળી સરોવર સારૂં, શીતળ પાણી પી મન હું ઠારૂં.
કુદરતની શી ન્યારી કૃતી છે, (૨)
પ્રભુના શકતી તીવ્ર અતિ છે. (૨)

( થોડીવાર વીસમો લેઇ દેવળમાં જાય છે. )

અરે દેવ! થએલી આકાશવાણી પ્રમાણે હજુ સુધી મારા માથેથી દુઃખનુ વાદળું વિખરાઈ ગયું નહીં માટે હાવે તો આત્મઘાત કર્યા વિના બીજો કાંઇજ ઇલાજ નથી.

( હાથમાં ખડગ્ ગ્રહી ભૈરવનાથની સ્તુતી કરે છે. શીર છેદન કરવા તૈયાર થાય છે )

## સ્તુતી.

જય જય જય જય જય વંદું છું, ભૈરવનાથ કૃપાળુ દેવ. (૨)
વંદન કરૂ છું કાપો ક્રંદન (૨) નમના નંદન હે તતખેવ. જય.
આ બાળકની અર્જ સ્વીકારો, ભૈરવનાથ કરો ઉપકારો,
આપું છું હું પ્રાણ દાન આ (૨) સમરી અરપું મુસ્તક એવ. જય
નમી નમી નમી નમી નમુ હું તમને, કષ્ટ નીવારો હે બલદેવ જય

**ભૈરવનાથ**—( પ્રગટ થઇ કનકસેનનો હાથ પકડે છે )
હેવત્સ ! તું શા માટે સાહસ કરે છે ? હું તારી ઉપર પ્રસન્ન છું. માટે જે માગવું હોય તે માગી લે.

**કનકસેન**—માગવામાં માત્ર એટલુંજ કે, જ્યારે જ્યારે મને વિપત્તી પડે તે વખતે હું તમારૂં સ્મરણ કરૂં, કે તરત૦ર તગારે પ્રગટ થઇ મારૂં કષ્ટ નિવારણ કરવું. એટલુંજ માગું છું.

**ભૈરવનાથ**—તથાસ્તુ. તે પ્રમાણે થશે. અને વધારામાં મારો કાલ ડંડ તને આપું છું. તે તું તારી પાસે રાખજે એને કદાપી વીલો મુકીશ નહીં, એના પ્રતાપથી તું તારા મન સાથે જે વખતે જે વસ્તુ મેળવવાની ઇચ્છા કરીશ, તે તારી ધારણા પ્રમાણે પાર પડશે.

**કનકસેન**—બહુ સારૂં મહારાજ ! ( કહી ડંડવત કરે છે. તરતજ ભૈરવનાથ અંતર્ધાન થાય છે. ) ( જાય છે )

---

# પ્રવેશ ૭ મો.

## સ્થળ—રત્નપુરીમાં બાગ.

**પાત્રો**—પદ્માવતી તથા તેની સાહેલીઓ, પાછળથી કનકસેન જોગીવેશે.

**પદ્મા**—સખી! વસંત વાયુની શીતળ લ્હેરો, ચોપાસ ઘુમાઘુમ કરે છે. ને શરીને સ્પર્શ કરી ઔલૌકીક આનંદ ઉપજાવે છે.

મોર, બપૈયા, પોતાના કોકીલ કંઠવડે કરી મનુષ્યના મનપર આનંદની અનહદ અસર પેદા કરે છે.

સખી! મને તો સર્વે રૂતુ કરતાં વસંત રૂતુ ઘણીજ રળીયામણી લાગે છે.

**ચાતુરી**—હા પ્રીયે સખી! વસંતરૂતુનાં તો જેટલાં વખાણ ન કરીએ તેટલાં ઓછાં છે.

**પદ્મા**—તો ચાલો આપણે આજે આ બાગ અંદર વસંત ક્રીડા કરીએ.

**પદ્માવતી**— (વસંત ક્રીડા)

ખીલી વસંત બહાર (૨) નમીએ ગમીએ રમીએ પ્રેમે.
સુરખી સૈયરના સાથમાં.
વાલી પુષ્પોના હાર (૨) હરીએ ફરીએ ધરીએ પ્રેમે.
અંતર હરખ આ વાસમાં.

**સાહેલીઓ**—બેસો બ્હેન! પદ્મા હીંચોળા ખાટમાં (૨) ખાલી

**પદ્મા**—ભરી કેસર કસુંબી પીચકારી મારો.

**સાહેલીઓ**—હાંરે બેનો કેસર કસુંબી પીચકારી મારો-વ્હારે

**પદ્મા**—અહીં અંગ અંગ રંગ કરી, અબીલ ગુલાબ વ્હાર અચ્છી ઉડાવો.

**સાહેલીઓ**—હાંરે વ્હેનો અબીલ ગુલાલ વ્હાર અચ્છી ઉ-
ડાવો,—વ્હારે બેનો.

**સાખી.** —ખીલી વસંત વ્હાર.

**પદ્મા**—વસંત રૂતુ સોહામણી...અંગે હર્ષ ન માય,
મંદ પવન મીઠો અહીં...ઠંડો ઠંડો વાય.
ઝાંઝર કંકણુનો ઝમકારો...

**સાહેલીઓ**—રમકા ઠમકાનો ઠમકારો,

**પદ્મા**—ઘોર ઘુઘરીઓનો ધમકારો.

**સાહેલીઓ**—ચંપકવરણીનો ચમકારો......વારે...વા (૨)
—ખીલી વસંત વ્હાર.

**ચંદ્રા**—નાસોરે વ્હેનો નાસો! જુઓ! પેલો સર્પ કેવો ઉછાળા મારતો આ તરફ આવે છે. (સર્વે નાશી જાય છે પદ્માવતી એકલી હીંદોળા ઉપર રહી જાય છે. સર્પ હીંદોળા હેઠળ આવે છે. પદ્માને નાસવાનો લાગ ન ફાવવાથી નીચે પ્રમાણે બોલે છે.)

**પદ્માવતી**—અરેરે! દીનબંધુ દીનાનાથ, હવે મારે શું કરવું તક્ષક નાગ હીંદોળા સમીપ આવીને ઉભો રહ્યો છે. સાહેલીઓ સર્વે નાશી ગઈ. હાવે મારી શી વલે થશે. હે દયાળુ દેવા તું મારા વ્હારે ચઢ.

( ઉદાસ થાય છે )

**( મુને સ્હાય કરશે મોરારીરે )**—એ રાગ.

તમે ધાઓ વ્હેલા વનમાળીરે, દીન દાસીની સામુ નીહાળી;
કુબજાને તારી, માસીનેજ મારી,
તમે ગૌતમની પત્ની ઉદ્ધારી........તમે
પંચાળી પટકુળ નવસેં નવાણું,
પુર્યા પ્રભુજી તેતો હું જાણું.
બાઇ મીરાંનુ વિષ પીધું તેતો તમે ગીરધારી......તમે

**કનકસેન**–( પ્રવેશ કરી ) આહા ! આ નાગ આ બાળાને ઝપડાવી ઉભેલો છે. તો નાગને મારી બાળાને દુઃખમાંથી મુક્ત કરૂં તોજ ખરો. શુરા ક્ષત્રીઓનો તો ધર્મજ છે કે, દુઃખીયાની વ્હારે ચઢી દુઃખ નીવારણ કરવું. ( બંધુકથી સાપને મારે છે. )

**પદ્માવતી**—( સર્પને મરેલો જાણી હીંદોળા ઉપરથી હેઠળ ઉતરી કનકસેન પાસે આવે છે. ) પ્રભુ તમારૂ ભલું કરો. તમે મને કાળના મુખમાથી બચાવી છે. તમો એજ મને પ્રાણદાન આપ્યું છે. એમ કહું તો પણ ચાલે.

**( બંસીરે વાલા આજો મારે દેશ )**—એ રાગ.

રસીલા વ્હાલા કોણુ તમારો દેશ,
શાને ધરીઓ છબીલા આવો વેશ......રસીલા.
માત પિતા કહો કોણ તમારા, કોણ વળી તમ ગામ;
મદન કટારી મારી કમરપે, વદોની વ્હાલા નામ.
મોહનજી, વસીજી, હસીજી,
છબીલા, છબીઆ સત્ય કહું સાર........શાને.

**કનક**—મદન મારા તાતછેરે, પુરી મદન મમ દેશ,
પિતુ વચનને પાળવારે, લીધો કનકે આ વેશ......શાને.

**પદ્માવતી**— પ્રીય પ્રાણદાતા ! આ દીન દાસીને આપની અર્ધાંગના તરીકે સ્વીકારો.

**કનકસેન**—( માઠું લગાડાતો મારા સમ છે સલુણીરે)—એ રાગ.

બોલો ન વિચારી બાળા, બોલ તમે ઘેલારે.

**પદ્મા**—નાથઓ નગીના વ્હાલા, આવો વ્હેલા વ્હેલારે,

પીયુ છો પ્રવીણ પ્યારા, પ્રભુતા પ્રકાશીરે;

ભોગીઆ ભમરી ભાળા, ભોગવો વિલાશીરે.

પ્રીય પ્રાણેશ, હૃદય મંદીરવાશી આરાધ્ય દેવતા હું આપની પ્રેમપુષ્પ તથા ભક્તી ચંદનથી આરાધના કરવા પ્રભુ સમક્ષ પ્રતિજ્ઞા કરી બંધાઉ છું.

વ્હાલા, હવે તમો થોડા દિવસ આ શહેર અંદર રહો. કારણ હાવે થોડા દિવસમાં મારા પુજ્ય પિતાશ્રી, મારા માટે સ્વયંવર ભરનાર છે. તે વખત ત્યાં આપ પધારી, મારા દોહરાના જવાબ આપી શાસ્ત્ર વિધીથી મારૂં પુનઃ પાણી ગ્રહણ કરશો, એવિ મને આશા છે તો જગત્ નિયંતા પરમેશ્વર મારી આશા પુર્ણ કરો, એવું હું હું ઇશ્વર પાસે યાચુ છું.

**કનકસેન**—વ્હાલી કાંઈ હરકત નહીં, હું તારા કહ્યા મુજબ વર્તીશ. હાવે હું આ શીવજીના દેવળમાંજ રહેનાર છું. અને તારા કહ્યા મુજબ તારી મન કામના પુર્ણ કરીશ.

**પદ્મા**—પ્રાણનાથ હાવે હું રજા લઉ છું. મારી માતા વાટ જોતાં હશે.

**કનકસેન**—વ્હાલી ભલે ખુશીથી પધારો.

( જાય છે )

---

# પ્રવેશ ૮ મો.

**સ્થળ**—રત્નપુરીમાં રાણીનો મહેલ.

**પાત્રો**—રાણી વિમળદેવી પાછળથી પદ્માવતી.

**વિમળદેવી**—આજ અદ્યાપ સુધી પદ્મા કેમ નહીં આવી વારૂ! (એટલામાં પદ્મા પ્રવેશ કરે છે) બેટા પદ્મા! તું આજ અત્યાર સુધી શું કરતી હતી, આજ આટલી રાત સુધી તું ઘેર કેમ ન આવી.

**પદ્માવતી**—(ગળગળીત કંઠે) માતાજી! તમો એમજ જાણજો કે આ તમારી પદ્મા આજ નવે અવતારે આવી તમારી સમીપ ઉભી છે.

**વિમળ**—કેમ બેટા, એવું શું કારણ બન્યું છે.

**પદ્માવતી**—આજે અમો મદનેશ્વર મહાદેવના બાગમાં વસંત ક્રીડા કરતાં હતા, દરમ્યાન એક મોટો તક્ષક નાગ હું જે હીંદોળા ઉપર ઝુલતી હતી તેની સમીપ આવી ફુંફાડો મારી ઉભો રહ્યો. એટલે મારી સર્વ સાહેલીઓ નાશી ગઈ, ને હું એકલી રહી.

માતાજી! પછી મારા દુઃખની શી વાત કહું. આંખોમાંથી ચોધાર અશ્રુ વહેવા લાગ્યાં, પગ ધ્રુજવા લાગ્યા, તથા કાયા કંપવા લાગી, સર્વ અંગ શીતળ થયું ને બેભાન થઈ હું હીંદોળામાં પડી.

**વિમળદેવી**—( ગદ્‌ગદ્ કંઠે ) બેટા, ત્યારબાદ શું થયું ?

**પદ્માવતી**—ત્યાર પછી કોઈ એક ભલો માણસ આવી ચઢયો, તેને દયા આવવાથી બંધુકના અવાજથી સાપને માર્યો. એટલે મને શુદ્ધી આવવાથી ઉઠીને ઘર તરફ ચાલી આવી.

**વિમળદેવી**—ઓ મારી વ્હાલી, ઓ મારી લાડકી, શું આટલી બધી આજ તારા ઉપર આપ્દત આવી પડી.

( કહી છાતી સરસી ચાંપે છે)

---

( જાય છે )

# પ્રવેશ ૯ મો.

પાત્રો—રાણી વિમળદેવી, તથા રત્નસેન. પાછળથી દાસી.

**વિમળદેવી**—પ્યારા પ્રાણનાથ ! જુઓ કે હાવે આપની પત્રી પરણવા યોગ્ય થઈ છે. તે કાંઈ આપના જાણવા બાહાર નથી.

માટે હાવે સ્વયંવરને માટે તજવીજ જેમ બને તેમ સત્વરે થાય તો ઘણું સારૂ.

**રત્નસેન**—પ્યારી ! એ બાબત તારા કરતાં મને ઘણી કાળજી છે. સ્વયંવરને માટે સર્વે સાહીત્ય તૈયાર કરવા માટે મેં પ્રધાનને હુકમ કર્યો છે. તેમ દેશદેશ કંકોતરીઓ લખી રવાના કરી દીધીછે.

**વિમળદેવી**—તો તો ઠીક, પણ હાવે ઇશ્વર એના લાયક ભરથાર મેળવે તો ઠીક.

**રત્નસેન**—એમાં કાંઇ આપણો ઉપાય નથી, એ તો વિધાતાના લખાયલા લેખ પ્રમાણે થયા કરશે. એના કીસ્મતમાં હશે તે સ્વામી એને મળશે.

**દાસી**—બાઈ સાહેબ રસોઇ તૈયાર થઇ છે.

**વિમળદેવી**—ચાલો આવીએ છીએ. ( જાય છે )



## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ—પદ્માવતીનો એકાન્ત અવાસ.

પાત્રો—પદ્માવતી પાછળથી કનકસેન.

( કનકસેન ભૈરવનાથની પ્રાર્થના કરી કાલદંડના પ્રતાપથી ભ્રમર બની પદ્માની ચર્ચા જોવા તેના અવાસમાં આવે છે )

પદ્માવતી—( પલંગમાં સુતી છે; ત્યાં તેને સ્વપ્ન આવ્યું છે, તેમા તે નીચે પ્રમાણે ઉંઘમાં ને ઉંઘમા બોલે છે. )

નવીન રાગ.

પ્રેમરસ ભોગી ભમરા આવો, પ્રીતીરસ પીતા જાવો;
મન મોહન ધીરા થાવો, લેવાને નૌતમ લ્હાવો;
જરા આવો, ધીરા થાવો, લ્યો લ્હાવો, રસ પીવોને છે પાવોરે
શીદ ચતુર ચોર સરમાવો.

કનકસેન—હા અંચળ ચતુરા લાવો. (પોતે મુળ સ્વરૂપ પ્રગટે છે. )

પદ્માવતી—( કોણ પ્રીય પ્રાણાધાર )

કનકસેન—( હા મારી વ્હાલી નાર )

પદ્માવતી—મદનરાજ હો છો મદવાલા ચતુર સુજાણ કહાવો

...................... ................પ્રીતી

( કનકસેન એકદમ અદૃશ્ય થઇ જાય છે. ને પાછો ભમર બની જઇ ભમે છે. )

પદ્માવતી—અરે આ શું ! હમણા પ્યારા પ્રિયતમ મારી સામે ઉભા હતા, ને એટલામાં પાછા ક્યાં સંતાઈ ગયા.

અરે નાના, પણ તે અહીં ક્યાંથી આવે. રાજ્ય રક્ષકોની ભયંકર ચોકી છટકી તે કેવી રીતે આવી શકે?

એતો મને સ્વપ્નમાં માલુમ પડયા હશે.

( એટલામાં ભમર પલંગની આજુબાજુ ભમે છે, તેને કહેછે.)

( ઓ ભમર ભમે છે શાને ) એ રાગ.

ઓ ભમર દુષ્ટ શીદ ભમે પલંગ પછાડી,
આ નથી કમળ કે કુંજ સરોવર વાડી;
ઓ ક્રુર ભમર તું અંગ ભમીને પ્રજાળે,
દીલ ચટકો મારી અંતર અનહદ બાળે. ( ભમરને ઝા-
આ કુસુમ કમળનો રસ ભોગો છે જોગી, પટ મારે છે )
જો મળે જોગી તો થાય તંન નીરોગી;

ઉત્તર ( કનકસેન અદ્રશ્યપણે આપે છે )

રે કમળ બાગની તરૂણ વાટીકા તું છે,
તુજ ભોગી ભમર હું બોલ હવે તે શું છે;

( કનકસેન પોતાનુ મુળ સ્વરૂપ પ્રકટ કરે છે )

**પદ્માવતી**—પ્યારા પ્રાણજીવન પ્રીયતમ! મને નાહક શીદ મુજાવો છો. તમો મને પ્રથમ દર્શન દેઇ ક્યાં સંતાઇ રહ્યા હતા?

**કનકસેન**—પ્યારી હું તારી સમીપજ હતો.

**પદ્માવતી**—તો પછી મને માલુમ કેમ નહીં પડયા!

**કનકસેન**—તને માલુમ પડયો હતો, અને તારા કોમળ હસ્તનો એક ઝપાટો પણ ખાધો.

**પદ્માવતી**—વ્હાલા મેં તો દુષ્ટ ભમરને ઝપાટો માર્યો હતો.

કનકસેન—તે દુષ્ટ ભમર તે હુંજ, તારી ચીઠીમાં જોતો હતો.

પદ્માવતી—તો તો હું તમારી ગુન્હેગાર છું. મારા હૃદય દીપક આરાધ્ય દેવતાને મેં તીરસ્કાર પુર્વક કુવચન કહી, હસ્તનો પ્રહાર કર્યો હા ! ! ! જગદીશ્વરા ! મેં કેવું અઘટીત કર્મ કર્યું.

હે મારા પ્રીય પ્રાણેશ ! હું આપની પ્રત્યે અતિ નમ્રતા પુર્વક પ્રાર્થના કરી મારાથી થએલા અપરાધની ક્ષમા માગું છું તો હે દયાસાગર ! આપના કરૂણુશ્વરે કરી, એકવાર ગુન્હો માફ છે એવો ઉચ્ચાર કરો.

કનકસેન—સુશીલ બાળા શાન્ત થા. પ્રેમભાવનામાં કરેલું કૃત્ય ગુન્હો નથી. છતાં તું ગુન્હો સમજતી હોય, તો તે બદલ તને ક્ષમા છે.

પદ્માવતી-- ( ભલે આવ્યા હર્ષે ભરાણી ) એ રાગ.

ભલે આવ્યા ભાવથી સેલાણી,
યોવન બગીચાકી બ્હાર ગુલાબી, આપહી ખાતીર લુંટાણી;
કમળ અનોપમ આજ ખીલેલું, લીયો સુગંધી સેલાણી.
રસીક વદોની મીષ્ટ જ વાણી................ભલે
ગૌર ગુલાબી મુખડું મલકતું, નેત્ર કટાક્ષે હું લોભાણી;
આતુર છું આલીંધન આપો, વાલમ હું હર્ષે ભરાણી,
મદન જ્વરેથી પીડાણી....................ભલે

કનકસેન—હે લલીત લલના ! સર્વ વાતે સમજુ છતાં, મને ના હક શા માટે સતાવો છો ? હજુ તમો અવિવાહીત છે. ધર્મ વિધીથી હસ્ત મેળવ્યા શીવાય, હું કેવી રીતે આલીંધન આપું, જરા વિચાર કરો. હાવે જુજ વખત માટે અઘટીત કર્મ કરી પ્રભુના ચોર શા માટે થવું જોઇએ ?

**પદ્માવતી**—મીષ્ટભાષી ભમરા, મને નાહક મીઠાં મીઠાં વચન બોલી ભરમાવતા ના. આપનું કહેવું યથાર્થ છે. પરંતુ હું સ્નેહથી ઘણી વ્યાકુળ થાઉં છું. મારાથી હવે ધીરજ ધારી શકાતી નથી.

**કનકસેન**—ગમે તેમ હોય, તો પણ હું શાસ્ત્ર વિરુદ્ધ વર્તન કરનાર નથી. વ્હાલી હાવે હું રજા લઉં છું.

**પદ્માવતી**—વ્હાલા શું આ બાળાને છોડી પાછા ન્યારા થશો કે?

**કનકસેન**—હા વ્હાલી! લાચારીથી કહું છું કે ન્યારો થઇશ.

**પદ્માવતી**— ( પાતળીયા પરીશ્રમ ) એ રાગ.

વાલમજી પાછા મળજો વ્હેલા, પ્રાણ મારા શ્યામ મારા શ્યામરે;

**કનકસેન**—ચંચળ ચતુરા મળીશ પાછો જાણ.................

**પદ્માવતી**—.......................મારા શ્યામ મારા શ્યામરે

પ્રીતીની પ્યાલીને, હાથમાં ઝાલીને, બાથમાં ઘાલીને

આ.........................પાઉં પતી.

**કનકસેન**—...........વાહ સતી,

**પદ્માવતી**—....................વાલમજી પાછા

( શું રંગભીના રશીયા રસીલીને તજી દેશો? )

**કનકસેન**—( ધર્મની વાતમાં ઢીલ શી. એમાં તે વળી શો અંદેશો. )

વ્હાલ કરે અતિ વાહ મઝાદાર, વાહરે તને ધન્ય તને ધન્ય છે.

**પદ્માવતી**—પતીની જે સંગ, રમે રામા રંગ, તો તો મચે જંગ;

આ.. ...... ........વાહ કૃતી,

**કનકસેન**—.....................રૂડી મતી,

**પદ્માવતી**—........................વાલમજી

**કનકસેન**—( લ્યો હવે વ્હાલી રજા લઇશું )

પદ્માવતી—( પ્યારા હાવે પાછાં કે દી મળશું )

કનકસેન—તારા જેવી મળી પ્યારી પદમણી, વાહરે મને ધન્ય મને ધન્ય છે.

પદ્માવતી—પતિ પ્રાણાધાર, નમું કિરતાર, મોહન મોરાર;

આ.................વાહ કૃતિ—વાલમજી.

( જાય છે )

---

## પ્રવેશ ૧૧ મો.

### સ્થળ—સ્વયંવર મંડપ.

પાત્ર—રત્સેન-પ્રધાન-કનકસેન જોગી વેશે-પદ્માવતી-તથા રાજ્ય મંડળ-દરબારીયો વિગેરે.

ચોપદાર—મહારાજા શ્રી સ્વયંવર વિરાજીત નર વર નૃપતીઓને ઘણી ખમ્મા......નીધાપે નીધા રખ્ખો મહેરબા.........ન સલામ.

( ચાર રંગના ચાર પડદા બાંધેલા છે. તેની ઉપર પ્રશ્નકારી દોહરા લખેલા છે. તેની અંદરની બાજુએ પદ્મા બેઠેલી છે. )

( રત્નસેન આવી પોતાનું લીધેલું પણ દર્શાવે છે. )

રત્નસેન— નવીન રાગ.

નમન કરૂં હું સઉ નૃપતીને, કરૂં પ્રીતથી ઘણા પ્રણામ;
ઉઠી સત્વરે શૂરવીર શાણા, ચતુર પુરૂષ કરો મમ કામ.
ચતુર રંગના આ-જ પડદા, બાંધ્યા છે અહીં ધરી ઉમંગ;
લખ્યા પ્રશ્નના ઉત્તર ઘો તો, રહે સ્વયંવર કેરો રંગ.
ઉઠો ઉઠો શુરવીર, કરો કાજ ધીરવીર (૨)
કાજ કરી મન હર્ષ ધરીને, વરો કુમારીને નીરવાણુ. નમન૦

શુરવીર શાણા નૃપતીઓ ! રાજા–રાણા તેમ પ્રજા મંડળ, આ જે અત્રે પધારી મારા સ્વયંવરની શોભા વધારી છે. તેથી હું ઘણો સંતુષ્ટ થયો છું. મારી બાળ કુમારીનાં લગ્ન અર્થે મેં આ સ્વયંવર ભરેલો છે તેમાં કુંવરીની ઇચ્છાનુસાર આ ચાર પડદા બાંધેલા છે. તથા તે ઉપર પ્રશ્ન લખેલા છે. હાવે જો કોઇ ચતુર પુરૂષ સહરહ્ન દોહરાના જવાબ છોડશે, તો તેને કુંવરી વરમાળ આરોપશે...માટે શાણા શુરવીર નરો કોઇ ઉઠો. અને મારૂં કાજ સત્વરે સીધ કરો. ( કોઇ ઉઠતું નથી, સૌ એક એકના સામું ભાળ્યા કરે છે. તેથી રત્નસેન કોપાયમાન થઇ બોલે છે. )

ક્ષત્રી કહાક.

શું શાણા હવે કોઇ આજ, પૃથ્વીમાં ક્ષત્રી નથી રહ્યા રે;
જેથી જાએ સ્વયંવર લાજ, ,,
નહીં નહીં તમો રજપુત, ,,
વસો હીઝડા કુર કપુત, ,,
કનકસેન—બસ વદો નહીં રાય વચન, પૃથ્વીમાં ક્ષત્રી હજી વસે રે;
કરૂં છોડી હું પડદા છેદન, ,,
આમ હારો નહીં તમો હામ, ,,
કરૂં પ્રીતેથી હું સીદ્ધ કામ, ,,

માહારાજા આમ હામ હારીને કાયરતાનાં વચન શા માટે બોલો છો ! હજુ કાંઇ ક્ષત્રીનું બીજ પૃથ્વીમાંથી નાશ પામ્યું નથી. નિશ્ચીંત રહો, ક્ષણવારમાં દોહરાના જવાબ છોડી તમારૂં પણ પુરૂં કરૂં છું. ( સર્વે ચકીત થઇ જુવે છે )

( દોહરાના જવાબ કનકસેન છોડે છે )

પ્રશ્ન ૧ લો.

નર એક નામાંકીત સદા, સુત છે તેના બાર;
ચાલે એક પછી બીજો, સ્થીર નહીં લગાર.

ઉત્તર.

સાંભળ રે તું સાધવી, ચતુર શીરોમણુ નાર;
પુરૂષ "સંવત્સર" ભલો, સુત તે માસજ બાર.

( પહેલો પડદો ફાટે છે બીજો અંદરથી પ્રશ્ન સહ નીકળે છે )

પ્રશ્ન ૨ જો.

પંખી ઉડે જીવ વીણ, બેસે જેણુ ઠામ;
મૃત્યુ પામે દેખતાં, તે કહો મુજને નામ;

ઉત્તર.

પ્રશ્ન હું છોડું પ્રીતથી, સાંભળ રાખી ધીર;
તેં પુછયુ જે કામની, તેનુ નામ જ "તીર"

પ્રશ્ન ૩ જો.

પૃથ્વીથી મોટું કયું, કઠણુ લોહથી કાંણુ;
સોનાથી શોભીત વળી, બોલો ચતુર સુજાણુ.

ઉત્તર.

"પાણી" પૃથ્વીથી અધિક, કઠણુ "કંજુસ" જાણુ;
સોનાથી શોભે "સપુત," એજ કહ્યું પ્રમાણુ;

પ્રશ્ન ૪ થો.

કાજળથી કાળું કયું, મણીથી મોંઘુ શું;
અગ્નીથી શું ગરમ છે, પ્રશ્ન એજ પુછું.

ઉત્તર.

કાજળથી કાળુ "કલંક," મણીથી મોંઘો "ગુણુ".
"ક્રોધ" ગરમ અગ્ની થકી, પ્રશ્ન ઉત્તર સુણુ.

( ચોથો પડદો ફાટે છે. અંદરથી પદ્મા વિદ્યુત સમ ચમકતી ચાલથી નાજુક હસ્તમાં પુષ્પ વરમાળ ગ્રહી બાહાર આવે છે. )

**પદ્માવતી—** ( જગતમાં તે નરને ધીક્કાર ) એ રાગ

અરપું હું પ્રેમ પુષ્પ વરમાળ, સ્વીકારો સ્નેહે રાજકુમાર; ( વરમાળ કરોની હસ્ત સ્પર્શે એકવાર, તમો તો થઇ ચુકયા દીલદાર. આરોપે છે)

**કનકસેન—**ભલે હું હાથ સહું રે, સરરરરરર સુંદરી કહું આ વાર;

સર્વ સમક્ષે પ્રેમ હું જોડું, બાળા રૂદયા હાર;

**પદ્માવતી—**પ્રેમ ગાંઠ બાંધીને પ્રીતમ, ચુંબન ધો એકવાર;

વ્હાલા લાલા વધુ શું કહીએ, પ્રીત પ્રેમની જાળવી રહીએ,

જય જય જય જયકાર........................અરપું હું;

**હરબારીઓ—** ( થયા છો રે ) એ રાગ.

થયો આજે અતિ હરષ હરષ આ અવની માંહી અપાર;

રાય તણી જે બાળ કુંવારી, પામી કંથ રતંન.

અતિ પ્યારી, જોડી સારી, સુખકારી શોભે સાર;

પ્રભુ કુશળ જોડી અવાનપર રાખો આપો સુખ અપાર. થયો૰

કૃષ્ણ અમારી કરણી સામું જોશો ન જગદાધાર;

સુખ કરજો, દુઃખ હરજો, શીર પગજો, કર ધરજો;

અનહદ પ્રેમ ધરી પ્રીય પ્યાગ, જપીએ નીત્ય કીરતાર. થયો૰

**ચોપદાર—**સ્વયંવર વિરાજીત નરવર નૃપતિઓને ઘણી ખમ્મા નીધાપે નીધા રખ્ખો મંહેરબા...........ન સલામ.

( સર્વ જાય છે )

( અંક પડે છે )

---

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—રત્નપુરીમાં પદ્માવતીનો અવાસ.

પાત્રો—પદ્માવતી તથા તેની સાહેલીઓ.

સાહેલીઓં— ( આવ્યો મનનો માન્યો હીરો ) એ રાગ.

મળ્યા મનના માન્યા મોહન તારા કામના,
રાજી થા તું થયાં દર્શ રઘુ રામના;
ક્યાં રાજાની બાળ કુંવારી, ક્યાં જોગીની જાત;
છોડી પડદા ચપળ ચીતથી, ગ્રહીયો તારો હાથ. મળ્યા૦
જાજા વ્હેની રશીયા સાથે, કર તું ભોગ વિલાસ;
સાહેલીનું કામ શું તારે, રમ તું ધરી હુલ્લાસ. મળ્યા૦

પદ્મા—વાવા વ્હલી વ્હેનો મારી, શું સરમાવો આજ;
મશ્કરી મુકી ધાને મારી, ર‌ા સકળ સુખ સાજ. મળ્યા૦

ચંદ્રા—કેમ વ્હેન પદ્મા ! હાવે તો પરણ્યા એટલે રાજહંસી હૃદય પીંજરમાં પુરાણાં કાં; હાવે સખીઓને વિસારી દેશો કે ?

પદ્મા—અરે ઘેલી આવાં ઘેલાં વચન ના બોલ. આવાં વચન બોલવાં તને ઉચીત નથી.

ચાતુરી—ઉં હું હું હું હું. હાવે ઘેલાં અમે થયાં કેમ ! હાવે પદ્મા વ્હેનની કાંન્તી દીન પ્રતીદિન બદલાતી જાય છે. પ્રથમ કરતાં શરીર સુંદરતાનું લાલીત્ય કેવું શોભે છે !

પદ્મા— નવીન રાગ.

હૃદય તોજોરી અટપટી પેટી, (૨) ઘડનારો ચતુરસુરાય. સાહેલી૦

પ્રેમ કુંચી જાય પ્રિતમ ભેટી, (૨) ઝટપટ ખુલી જાય. સાહેલી૦

કેસરઆળા—હા અલી શાણી.

ચંદ્રા—ખુબી મેં જાણી.

ચાતુરી—સારી છે વાણી

ચંદ્રમુખી--ખારસી એધાણી

પદ્માવતી—ચોર ન લુંટી જાય...સાહેલી........હૃદય.

સ્નેહ જાણો દુધ સાકર સરખી (૨)

ચાતુરી—દુધને ભાળી સાકર હરખી (૨)

પદ્માવતી—ઝટપટ હળીમળી જાય...સાહેલી......હૃદય.

ચંદ્ર—વાહ પદ્મા બેને તો હાવે પ્રેમ પોથીનું પઠન કરવા માંડ્યું હોય એમ જણાય છે.

પદ્માવતી—(લજ્જીત થઇ) હા બ્હેન હા. હવે સૌ ચાલો.

( એક એકને ગળે હાથ મુકી જાય છે. )

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ—મદનપુરીમાં રાજાનો મહેલ.

પાત્રો—મદનસીંહ, તારામતી, સૌભાગ્ય સુંદરી, રાયસીંહ, ચીત્રસીંહ, કુસુમકુમાર, પાછળથી દાસી.

સૌભાગ્યસુંદરી—આ વખત આપણે અહીં સહકુટુંબ બેઠું છે. આ વખત મારો પ્યારો ભાઇ કનક કયાં હશે ? માજી બીચારો જંગલે જંગલ વને વન, નદી અને સાગર ઉપર રખડતો હશે, ખાવાનું પુરૂં અન્ન પણ મળતું હશે કે વખતે નહિ પણ મળતું હોય ? (નિશ્વાસ નાંખે છે)

**તારામતી**—બેન શોક કીધાથી એમાંનું કાંઇ વળે તેમ નથી.

**દાસી**—( પ્રવેશ કરી ) માહારાજ આપણા નગરને કોઇ જુલ્મી રાજાએ ઘેરો ઘાલ્યો છે. લોકોનાં ઢોરાં પકડે છે જે માણસ દેખે છે તેને મારે છે, ને શહેર પર તોપોનો મારો ચલાવ્યો છે.

**મદનસીંહ**—હેં ! હેં ! હેં !!! શું ખરી વાત ! હાવે કેમ કરવું ? ( ગભરાય છે )

**ચીત્રસીંહ**—કેમ શું કરવું સેનાપતિને હુકમ કરીને સર્વ સૈન્ય તૈયાર કરાવી રણસગ્રામ કરવો.

**રાયસીંહ**—તારા જેવા કરમખોળ કુળ પાયમાલ કરાવી નાંખે તેમાં શી નવાઇ ! ઓચીંતો ઘેરો ઘાલ્યો છે. એટલે આ વખત આપણું સર્વ સૈન્ય તો અહિં છે નહિ. અને પુરતાં માણસ શીવાય રણસંગ્રામ કરી પરાજય પામીએ તે કરતાં પ્રથમથી જ નમી પડવું એ વધારે ઉત્તમ છે વીંછીનો આંકડો વધતા પહેલા કાપી નાખ્યો હોય તો કેવું સારૂં !

**મદનસીંહ**—હા બાઇ મને તો તારી સલાહ ઘણી ઠીક લાગે છે. નહિ તો આપણે યુદ્ધ કર્યામાં જય પામીએ નહિ ને ના હક આપણા માણસ માર્યાં જશે.

**કુસુમકુમાર**—અરે પિતાજી ! ઓ પુજ્ય પિતાજી ! આપ ક્ષત્રી થઇને આમ કાયરતાનાં બાબલાં વચનોનો મુખેથી કેમ ઉચ્ચાર કરો છો, એક ક્ષણવરમાં એ દુષ્ટનો જીવ લેઇ વિજય કરી પાછો આવું છું, માટે સેનાપતિને હુકમ કરી સૈન્ય તૈયાર કરાવો ?

**મદનસીંહ**—પણ મને એ વાત રૂચતી નથી,

**કુસુમકુમાર**— ( બંધ કીલો બાપુજી ) એ રાગ.

તમે હારો બાપુજી શું હામ (૨) ધરોની મન ધીર રે. તમે૦

ઝટપટ હું જાવું વિજય ગજાવું (૨) સીધ કરૂં સૌ કામ. તમે૦
પાપીના પ્રાણ લઉં ખડથી ઉડાવી દઉં (૨) હારે બનાવું એ કામ તમે૦
સીહણનો સુત છું, બાપુ હું સુરવીર (૨) કરોના કાયરનું કામ.તમે૦

માટે બાપુ તમો ધીરજ રાખો હું સૈન્ય લઇને જાવું છું. ને પલકમાં પાપીના પ્રાણ લેઇ આવું છું.

**મદનસીંહ**—ઠીક ! તારી જો એવી જ મરજી છે તો જા. ( જાય છે )

---

## પ્રવેશ ૩ જો.

**સ્થળ**—રત્નપુરીમાં પદ્માનો અવાસ.

પાત્રો—પદ્માવતી–પાછળથી કનકસેન.

( પદ્માવતી–નળ દમયંતીનું પુસ્તક વાંચે છે )

**કનકસેન**—( પ્રવેશ કરી ) કેમ પ્યારી એ કયું પુસ્તક વાંચવાનું શરૂ કર્યું છે.

**પદ્માવતી**—( ઉભી થઇ ) પ્રાણનાથ જે નળ દમયંતીનું પુસ્તક વાંચવાનું શરૂ કર્યું છે તેજ છે. હાવે પુર્ણ થવા આવ્યું છે.

**કનકસેન**—ઠીક એમાંથી તમારા વાંચવામાં શું શું આવ્યું ? તમે શો સાર ગૃહણ કર્યો ?

**પદ્માવતી**—પ્રથમ જુગટુ રમવાથી થતા ગેરફાયદા, નળને કુબાયુગે જે દુઃખ દીધું તે તેમાં નળે દમયતીનો ત્યાગ કર્યો, વિના વાંક સતીનો ત્યાગ કીધાથી સતી અતિ દુઃખ પામી છતાં નળ નામનો અહોનીશ ઉચ્ચાર કરતી, વને વંન અને જંગલે જંગલ રખડી રઝળી તેની માશીને ત્યાં આવી રહી, તેના ઉપર ચોરીનો જુઠો આરોપ આવ્યો છતાં ધૈર્ય રાખી સર્વ દુઃખ સહન કરી યુ-

કિતથી પોતાના પવિત્ર પ્રિયતમનો પત્તો લગાડી, ફરીથી નળને ઓળખી પુનઃ પાછી ગ્રહણ કરી બન્ને જણ સુખી થયાં.

**કનકસેન**—વાહ એમાંથી તમોએ ઠીક મુદ્દાનો સાર ગ્રહણ કરેલો જણાય છે !

**પદ્માવતી**—મેં મારી અલ્પ બુદ્ધી વડે કરી જે કીંચીત સાર ગ્રહણ કર્યો છે તે આપના પ્રતાપે જ.

પ્રાણનાથ હાંવે જરા આરામ કરો તો હું પવન નાંખું.

(ધીમા ધીમા ચાલો) એ રાગ.

પોઢો પોઢો પાલણીયાજી પ્રા..............ણ રે,
પ્રેમ હીંચોળે હીંચોળુ હવે તમો;
રસીયા રંગે રમો. દીલો જા..............ન રે. પોઢો.

સાખી.

ગુણીયલ ગોરા સાહ્યબા, ને હું પણ ગોરી બાળ;
રસીયાજી રંગે રમી, ને રીઝો નટવર લાલ.
રસ રંગે રમો તો આજ અમને ગમો;
ભેટ પતિ તો અતિ આતુર અમો,
આ પ્રેમીનુ પ્રેમરસ પાન જમો ..એ સુજા.....ણ રે. પોઢો.

**કનકસેન**—(મનમાં વિચાર કરે છે) આહા ! પ્રેમની પરિસીમા સપુર્ણ રીતે ઇશ્વરે સ્રીને જ બક્ષી છે. મનુષ્યા અવતાર ધરીને સ્રી વગર જન્મ ગુમાવવો વૃથા છે. ત્રીયા જાતી મહા મોટા યોગેશ્વરોના ધ્યાનનુ પણ ખંડન કરે છે. તો તે આગળ મારી શું ગુંજાત ? પ્રેમ એ એક અજબ ચીજ છે. ને તે ચીજ પણ ઇશ્વરે સ્રી જાતીને બક્ષી છે. જો લોહચુબકમાં પ્રેમ ન હોય તો પછી તેને લોઢાને આકર્ષણ કરવાની શક્તી પણ ક્યાંથી હોય? લોહચુંબકમાં પ્રેમ છે,

ને તેથી કરીને જ તે બાળકને આકર્ષે છે. ને તેવીજ રીતે કુલીન લલના પ્રેમસંભાષણ કરી પતિનું મન આકર્ષે છે.

પદ્મા—કાં સ્વામીનાથ આ વિચારમાં પડ્યા છો ?

કનકસેન—પ્યારી કાંઈ નહીં, એ તો સ્હેજ વિચાર કરતો હતો. પુરૂષના ગુહ્ય વિચાર અનેક પ્રકારના હોય છે તેમાં કેટલાક વિચાર સ્ત્રીઓને કહી શકાય નહીં એવા પણ હોય છે.

પદ્મા—વ્હાલા જુઓ કે કેટલાક વિચાર એવા હોય છે કે જે કહેવાથી પોતાના પવિત્ર પિતા કે માયાળુ માતાનું મન દુખાય, તેમ કેટલાક વિચારો એવા હોય છે કે જે પોતાના સ્નેહી સહોદરને પણ સ્વાધીન કરતાં આપનું મન શંકા ખાય. પરંતુ કોઈપણ વિચાર એવા નથી હોતા કે પોતાની પવિત્ર પ્રીયા કે જે પોતાની અર્ધાંગના કહેવાય છે, તેના નીર્મલ હૃદયમાં તેનું યથાસ્થીત ચીત્ર આપતાં આપનું મન શંકા સાગરમાં ઝોલાં ખાય !

સ્ત્રી એ પુરૂષનું અડધું અંગ છે, અને તેજ ભાગ્યાની ભીલુછે.

કનકસેન—નહીં નહીં એ વાત હું કદી ન માનું કહેવત છે કે "સુખમાં સાંભરે સુંદરી ને દુઃખમાં સાંભરે દેવ" માટે સ્ત્રી તો સુખમાંજ સગી થતી આવે છે. તે દુઃખમાં ભાગ કદી પણ લઇ શકતી નથી.

પદ્મા—પ્રીયે તમો કહો છો તે બીલકુલ માન્ય કરી શકવા જેવું નથી. સ્ત્રી એજ પુરૂષની સુખ દુઃખની સંગી છે. ને તે સુખ કરતાં દુઃખના સમયમાં વિશેષ દિલાસો આપનાર છે.

વળી એકના મનની વાત બીજાને કહેવાથી તેના તરફથી કાંઈ પણ ખુલાસો થઇ શકે છે માટે કૃપા કરી આપનો વિચાર જણાવો.

કનકસેન—વ્હાલી એવા પણ કેટલાક વિચાર હોય છે કે જે

પોતાની પ્રાણુપ્રીયા સતીની પાસે પણ પ્રગટ કરી શકાય નહીં માટે એવા વિચાર જાણવાની સ્ત્રીઓએ હઠ કરવી ન જોઇએ.

પદ્માવતી—ઠીક મને ના કહો પણ હું તો તમારો વિચાર ક્યારનીએ સમજી ચુકી છું.

રસીલા ! આ સૃષ્ટીમાં સ્ત્રી જેને (કામની) કહે છે. તે સર્વોત્તમ છે, પુરૂષ સ્ત્રી થકી ઉતરતો છે.

કનકસેન—શું પુરૂષ સ્ત્રીથી ઉતરતો છે?

પદ્મા—હા; કારણ સ્ત્રી વડે પુરૂષ ઉત્પન્ન થાય છે. જો સ્ત્રી ના હોય તો પુરૂષ થાય જ ક્યાંથી ! અને તેથી કરીને જ પ્રથમ સ્ત્રી અને પછી પુરૂષ.

કનકસેન—છટ્ એ કેમ મનાય, પુરૂષ નીચો, અને સ્ત્રી ઉંચી, એ કેમ મનાય. સાગર અને તલાવ એમાં સાગર નાનો અને તલાવ મોટું એ કેમ મનાય. નજ મનાય. વિષ અમૃતની બરોબરી કરી શકે ! ના નજ કરી શકે. તો પછી સ્ત્રી પુરૂષની બરોબરી કેમ કરી શકે.

પદ્મા—(હાવે એમનો મીજાજ ગયો છે માટે ન બોલવું એમ જાણી) વ્હાલા એમાં કાંઇ માઠું લગાડવાનું કારણ નથી પણ ખરી વાત તો હું કહું છું તેજ છે.

કનકસેન—ચાલ જાણ્યું તારૂં ડાહાપણ તારી લવરી બંધ કર સ્ત્રીની બુદ્ધી પગની પાનીએ હોય છે એ વાત ખરી છે. કહેવત છે કે "સ્ત્રી હઠ, બાળહઠ. અને જોગી હઠ" એ પોતાની હઠ છોડતા જ નથી. જે વાત પકડે તેને મુકતા જ નથી.

પદ્માવતી—માફ કરો રસીલા ! હું કાંઇ તમોને કહેતી નથી.

(કનકસેનની પાસે જાય છે કનકસેન દુર જઇ ઉભો રહે છે) રસીલા આમ રીસાઓ એ ઠીક નહીં.

(વ્હાલા બોલો તમે) એ રાગ.

શાણા સમજુ તમે, રાણા, બોલો રસીયા સેલાણી;
મને રીબાવો નહીં, શાણા સતાવો નહીં;
બોલોની પ્યારા અહીં, નાથ..............શાણા.
કઠીન હૃદયના શું થયા, ક્રુર ન થાઓ શામ;
બોલાવી થાકી અતિ ઘણું. બોલો રાઘવરામ.
મદન પોથીનો પાઠ ભણો, પ્રેમ મંદિરનો અવાસ ચણો,
હૃદય તીજોરીનો ઘાટ ઘણો, પ્રેમદા થકી પ્રેમ પાઠ ભણો;
બોલોની બોલ—શાણા—સમજુ.

રસીલા પ્રિયતમ, હવે બે કરજોડી માફી માગી કહુ છું. મારી ભૂલ થઇ હવે કોઇ દિવસ નહીં બોલું, અબળાની આજીજી ઉરમાં ઉતારી એક વાર પ્યારી સંગાથે બોલો! (છતાં કનકસેન બોલતો નહિ હોવાથી)

(સીદ કલાવો સતાવો) એ રાગ.

નહિ કલપાવો, રડાવો જુઓ, રંક રડે અતિ પ્રીતતમ પ્યારી રે,
લાચારી, આવારી, છે મારી, ભૂલ ભારી, આ વારી ગે પ્રાણનાથ,
છે પ્યારી, દુઃખીયારી, દીન નારી, આવારી, બોલોર મીલીની સાથ,
—નહીં.
ઓ લાલા, રહીયાળા, લટકાળા, છો વ્હાલા;
છોગાળા, ગુણમાળા છેલ.
પ્રીતેથી, રીતેથી, ચીતેથી, નીતેથી, ગીતેથી કરતી હું ગેલ; —નહીં.
છબીલા, રસીલા, હઠીલા, રસઘેલા;
અલબેલા મનમેલા પ્રાણ,

ઓ પ્યારા, છો મારા, દીલદારા, સુખકારા, બોલોની લાલ સુજાણુ.—નહીં.

વ્હાલા આમ હસ્તાં હસ્તાં બોલ્યાં તેમાં પણ આપ દુભાઇ ગયા. પ્યારા તમોને માઠું લાગ્યું?

**કનકસેન**—રસીલી! એ તો હું તમારો ભાવ જોતો હતો.

**પદ્માવતી**—પ્યારા હવે ઘણો વખત થઇ ગયો છે માટે શ-યન કરો. ( સુઇ જાય છે )

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—રણભુમી.

પાત્રો—કુસુમકુમાર, કાન્તસેન તથા બંન્ને તરફનું લશ્કર.

( રણસ્થંભ પર ઢોલ વાગે છે )

**કુસુમકુમાર**—અરે દુષ્ટ રાજ્ય લોભી મધાંત થઇ જા સામો! પછી આ ક્ષત્રી બાળના હાથનો સપાટો ચાખ (કહી તરવારથી કાન્તસેન સામે પટ રમે છે. બંન્ને લશ્કરનું દારૂણ યુદ્ધ થાય છે. તોપોના બહાર. બાણનો વરસાદ. એવી રીતે દારૂણ યુદ્ધ થતાં છેવટ કુસુમકુમાર તરફની હાર થાય છે. )

**કાન્તસેન**—અરે સીપાઇઓ પકડો એને. અને નગરમાં જઇ રાજા તથા તેના કુટુંબને કેદ કરી આપણી નગરી તરફ લઇ ચાલો! અરે સુમનસેન!

**સુમનસેન**—માહારાજ!

**કાન્તસેન**—તમોને આ નગરી ઉપર સુબા તરીકે નીમવામાં આવે છે માટે રાજ્યની સંભાળ રાખી ઉત્પન્ન આવે તે આપણી રાજ્યધાનીમાં મોકલવું.

**સુમનસેન**—જેવો નામદારનો હુકમ! ( જાય છે )

---

# પ્રવેશ ૫ મો.

## સ્થળ—જંગલ.

પાત્રો—ફુક્કડશા, ચંદ્રમુખી, પાછળથી, ફોફળશા પારેખ.

ફુક્કડશા—કેમ નાથીયાની વહુ હજુ આવી કે નહિ.

અરે અરે ભુલ્યો નાથીવાની મા સાલી વહુ મોઢે ચઢી ગઇ છે (એમ કહી ગાલમાં તમાચો મારે છે) [ પોટલીને દોરડું બાંધી કુવામાં નાંખેછે ને તે પછી તેને અંદર કુદાવે છે ]

ચંદ્રમુખી—અરે પ્રાણનાથ આ શું કરો છો ?

ફુક્કડશા—ઓ પણ મીસ્ટર વાઘલસા, વાઇન કીધર હે જલ્દી લા દે જલ્દી લા દે ચાલ જલ્દી લા દે.

ચંદ્રમુખી—અરે પ્યારા આ શું બકો છો ? ચાલો હાવે ઘણો વખત થઇ ગયો છે. ( એટલામાં ફોફળશા પારેખ પ્રવેશ કરે છે )

ફોફળશા—(પ્રવેશ કરી) અરે આ કોણ છે ? લાવ પુછું તો ખરો. (પાસે જાય છે) રસીલી!

ચંદ્રમુખી—કેમ ભાઈ તમે કોણ છો ?

ફોફળશા—અરે હું તો જગત્ શેઠનો સાલો છું.

ચંદ્રમુખી—શું તમો જગત્ શેઠના સાળા છો ?

ફોફળશા—હા હા જગત્ શેઠનો એટલે આખા જગતનો કહું તોપણ ચાલે પણ તમો કોણ છો અને આ તમારી સાથે કોણ છે?

ચંદ્રમુખી—ભાઇ હું એક વણીક પુત્રી છું. ને આ એક મારા કરમ ફુટયા ભરથાર છે.

ફોફળશા—પણ તે આમ ગાંડાં કેમ કાઢે છે કંઈ વાયુબળ થયો છે કે શું ?

**ચંદ્રમુખી**—બાઈ વાયુ બાયુ કંઈ નથી થયો. બાપુ દારૂના પવનનો ઝપાટો લાગ્યો છે. એટલે તે વાયુના સપાટામાં સપડાઈ ગયા છે તેમાં આમ ગાંડાતુર બની ગયા છે.

**શ્રોફુળશા**—અરેરેરે !!!! મારા મનમાં ખેદ ઉપજે છે ને દીલમાં દીલગીરી ઉપજે છે કે તારા જેવી આવી ચતુર, વિચીક્ષણ, ચંચળ, ચાલાક, ચમકતી ઠમકતી, ને રમકતી વળી રૂપવાળીને સરૂપવાળી, ને વળી દીવ્યકાંન્તી વાળીને જોતાં ઉપજે ભ્રાંતીવાળી એવી જાણે રૂપરૂપની ટહુરૂને તારા નશીબમાં આવો બુડથલ બુઢો અરેરે !!! હરી ! હરી !! રામ રામ ??

તારા નશીબમાં તો કોઈ મારા જેવો મોહનગારો, કામણગારો, કોડીલો, ધુતારો, નાના ભુલ્યો ધુતારો નહીં છચોરીયો ના ના ભુલ્યો થુ થુ થુ ( થુકી નાખે છે ) ડાહ્યો, ડમરો, ડાગલી ચસ્કો અરે નાના છીત છીત છીત. ગંભીર, ગુણહીણ, અરેરેરે ભુલ્યો શીત શીત શીત ( આડું ભાળે છે ) અરે પરમેશ્વર તેં આ જીભ શાની ઘડી છે ગુણને બદલે અવગુણ બોલાઇ જવાય છે.

**ચંદ્રમુખી**—બાઇ મારાં માત પિતાએ મને આ કુળદીપક ભરથાર જોડે પરણાવી મારૂં હૃદય બાળીને ખાખ કરી નાખ્યું છે. આખો દિવસ દારૂ દારૂ ને દારૂ બસ દારૂ મળ્યો એટલે પછી ખાવા પીવાનું પણ ભાન નહીં રોજ દારૂડીયાની તાબેદારી ઉઠાવવી, ને માર ખાવો, માર ખાઇ ખાઇને અધમુઇ બની ગઈ છું. હાવે તો ઇશ્વર આ દુઃખમાંથી છુટકો કરે તો ઘણું સારૂં.

**શ્રોફુળશા**—ઓહો હો હો જો મોટું દુઃખ, જો દુઃખ ધારતી હોય તો સુખનુ ઓસડ તો તારા હાથમાંજ છે. પાસે લોટી હોય ને પોશે પાણી પીવું, છતે પૈસે ભુખે મરવું એ કોના ઘરની રીત.

**ચંદ્રમુખી**—અરે ભાઈ હું એક સ્ત્રી જાતી મારી પાસે તે સુખી થવાનું શું ઓસડ હોય?

**ફાંકુળશા**—ઓસડ ઓસડ શું કરે છે. જો તારી મરજી હોય તો ચાલ મારી સાથે, વળી તું મારી નાતની છે એટલે હુંએ તને ધરમપત્ની કે પરમપત્ની સમજીશ, ને તેમાં તારે કંઈ શરમ કે કરમની વાત કરવી નહીં. બસ તારે ખાઈ પી હીંદોળા ખાટપર ઝુલવું, સુવાને માટે આરામચેર, છપ્પર પલંગ, સેવામાં દાસ, દાસી, નોકર, ચાકર, વળી બેસવાને માટે ઘોડા, બગી, મેના પાલખી મળશે ને મોઢામાંથી નીકળતા પહેલા તારા શબ્દ ઝીલી લેવાશે. (જરા આઘો જઈ) કે વખતે બોલવાની પણ વખત નહીં આવવા દઉં.

**ચંદ્રમુખી**—અરેરેરે! પણ પ્રભુની ચોરી બનું. એવું અનરીત તો ન થાય.

**ફાંકુળશા**—જાણ્યા મોટા પરમેશ્વર તે દીનદયાળ છે તે તારૂં દુઃખ કાપનાર છે. આટલાં દુઃખથી કંટાળી છે. ને મને તો લાગે છે કે તું વગર મોતે મરવાની છે.

**ચંદ્રમુખી**—મુઉં ત્યારે હું તે શું કરૂં, આ અભાગીયા જોડે પરણી સંસારનો કાંઈપણ લ્હાવો હું લેવાને ન પામીને આવી રીતે જીંદગી ગુમાવવી તે કરતાં તો બેશક જગત શેઠના સાળાને ત્યાં જઈ રહીશું તો સુખી થઈશ. (ફાંકુળશા પ્રત્યે) પણ અરે આમની શી વલે!

**ફાંકુળશા**—હે દયા દેવી! તું તારા દીલમાંથી દયા કાઢી નાંખ દયાવડેજ તું આટલી દુઃખી થઈ છે. ને હજુ પણ થઈશ. જો કદાપી તું મારી સાથે આવીશ પણ આ બુઢો ભમતો ભમતો આ-

વશે ને નજરે ચઢશે તો પછી તારી ફજેતી. માટે મારા ધારવા પ્રમાણે તો પ્રથમ એમને વિમાનમાં બેસાડી પ્રભુના ધામમાં પહો-ચાડી દેવા જોઇએ. લે આ કટાર ને ધ્યાને ઉંચે મુકી છાતી પર ચઢી બેસ ને સ્વધામમાં પહોંચાડી દે।

**ચંદ્રમુખી**—તો લાવો જે બનવા કાળ હોય તે બને. (લુગ-ડાનો કાછડો વાળી ફકડશાની છાતીપર ચઢી બેશી તેની છાતીમાં કટારી ઘોચી દેઇ મારી નાંખે છે.)

કેમ લ્યો હાવે, આપણે ચાલો, પરંતુ મને ક્ષુધા ઘણી લાગી છે માટે હાવે કેમ કરવું ?

**ફોફળશા**—તને ભુખ લાગી છે, ને મને પણ લાગી છે, માટે મારી પાસે આ મગજના લાડુ છે તે આપણે બન્ને જણ ખાઇ લઇએ ને પછી ચાલીએ.

**ચંદ્રમુખી**—હા તો લાવો કાઢો.

(ફોફળશા પોતાના પાકીટમાંથી લાડુ કાઢે છે તેમાં બે બધ્ધુ લાડુ હોય છે સારા પોતે લે છે અને કેફવાળા લાડુ ચંદ્રમુખીને આપે છે. બન્ને જણ લાડુ ખાય છે.)

વાહ! લાડુ તો ઘણા સ્વાદીષ્ટ બનેલા છે.

**ફોફળશા**—હા છે તો સ્વાદીષ્ટ. (પછી ચંદ્રમુખી થોડીવારે કેફ ચઢવાથી મુર્છા ખાઈ બેભાન થઈ પડે છે.)

આજ તો શુકનમાં માલણ મળી હતી ખરેખરો સદ્દો રમવાનો વખત છે. રાંડની પાસે દાગીનાનો દાબડો છે માટે તે અને પહેરેલી સાડી ઘણી કીમતી છે માટે તે લઈ લઉં. વાહ!! ધન્ય દહાડો !

સ્ત્રીને ફોસલાવવી તેમાં તે શું, જુઓ કેવી ઠગ વિદ્યા ચલાવી, બીચારી ભોળી સ્ત્રી તો ખરેખર ભોળવાઈજ ગઇ. પણ હવે વધુ

વખત રોકાવાનું કામ નથી ( એમ કહી ઘરેણાનો દાબડો લે છે. પછી પહેરેલી સાડી ખેંચી કાઢે છે ) આ કપડું પણ કીંમતી છે પણ એટલું કાપડું ને ચણીયો રહેવા દો ( એમ કહીને રહેવા દેઇ સાડી અને ઘરેણાનો દાબડો લેઇ ચાલ્યો જાય છે )

( થોડીવાર પછી ચંદ્રમુખી આળસ મરડી કેફ ઉતરવાથી ઉઠી ઉભી થાય છે. )

ચંદ્રમુખી—અરે પેલા શેઠ કયાં ગયા ( આમ તેમ જુએ છે) અરે તે શેઠ કયાં ગયા (બાવરી બની) અરે મારો દાબડો કયાં ગયો ! અને હાય હાય ! મારી સાડી પણ કયાં ગઇ ? ખરેખર કોઇ લુચ્ચો ઠગ હતો હાય હાવે મારી શી વલે ! એક તો ધણીનું ખુન કર્યું ઘરેણાનો દાબડો ખોયો ભીખ માગતી થઇ રહી હવે મારાથી મારા ગામમાં પણ કેમ કરી જવાશે લોકો પુછે ત્યારે હું શો જવાબ દેઉં. હાય દૈવ હાવે શું કરવું.

અરેરે ! ! મારા જેવી મુર્ખ કોણ હશે શીયળ રૂપી રત્નને ન સાચવતાં કંટકરૂપી વ્યભીચારના ઢગલા સાથે બાથ મારી, જેમ કંટકથી શરીર વિંધાય છે તેમ વ્યભીચારથી મનને વીંધી નાખી અતિ વેદનાને આધીન થઇ પડી,

ખરે વીંછીનો આંકડો દેખાય છે તો નાનો અને સુક્ષ્મ પરંતુ તે આપણા કાંઇ હીસાબમાં ન હોય પરંતુ તેનો એક ચટકો વાગે છે ત્યારે આપણને કેટલું કષ્ટ પડે છે. તેમ વ્યભીચારનો અંકુર મન અંદર પ્રગટ કરવાથી હું આવી સ્થીતીને પામી તો ખરેખર વ્યભીચાર કર્યાથી તો હું કેવી ગતીને પામી શકું તેની કાંઇ મને સુજ પડતી નથી.

જો કે હવે મને જગતમાં મારૂં કાળું મુખ બતાવતાં અતિ કષ્ટ ઉપજે છે ને પસ્તાવો થાય છે પરંતુ તેથી કરી હું કાળાં કૃત્ય કરનારી કુલટા કદાપી કલંક રહીત થનાર નથી.

મને મારાં કરેલાં કર્મની શીક્ષા આ લોકમાં મળી ચુકી ને તે હું ભોગવું છું. ને વળી પરમેશ્વરની ગુન્હેગાર બની તેમના ત્યાંથી શીક્ષા ભોગવવાને માટે હજી હું દેવાદાર છું.

હે મારી ભારતવાશી બગનીઓ આ મને વિતેલી વાત ઉપરથી તમને સહજ જણાશે કે તેમાં કેટલું સુખ રહેલું છે. વ્યભીચાર એ અઘોર પાપ છે અને તે પાપની શીક્ષા દાખલ અત્યંત વર્ષ સુધી રૌ રૌ નર્કમાં સડયા કરવું પડે છે.

માટે હે મારી પ્રીય બ્હેનો! હું એક અભાગણી ચક્ષુ ફુટી અબળાની આજીજી ઉરમાં ઉતારી, મારી પેઠે વ્યભીચાર ન કરવા તથા પોતાના ગાંડા ઘેલા ગમે તેવા પતિને પ્રભુ સમ માની સેવા કરવા મારી ખાસ ભલામણ છે.

અરે હાવે મારે કેમ કરવું. હું હત્યારી ભુલી પણ હાવે આ પાસેના કુવામાં પડતું નાંખી મારા આયુષનો અંત આણું એ શીવાય હાવે બીજો કાંઇ ઉપાય નથી. ( એમ કહી કુવામાં પડી મરી જાય છે! )



## પ્રવેશ ૬ ઠો.

**સ્થળ**—રત્નપુરીમાં રાજ્ય દરબાર.

પાત્રો—રત્નસેન, પ્રધાન, ચોપદાર, વાણીયો, લુહાર, વારાંગના વિગેરે.

**ચોપદાર**—માહારાજાધિરાજ રત્નસેન મહારાજને ઘણી ખમ્મા નીધાપે નીધા રખ્ખો મહેરબા.........ન સલામ.

**વારાંગના**—( પ્રવેશ કરી નાચ કરે છે )

( મોરી ધીરેસે ગગરી ) એ રાગ.

શાણી સોહે સુરત મજેદાર સારી રે,
છે મજેદાર સારી, લાગે છે પ્રાણ પ્યારી;
દેખન સુરત મેં તો જાઉ વારી રે...( ૨ )...શાણી;
ગોરે બદનવા મોહની સુરત હે,
નયના લગાયા કામ બાણુ ભારી રે...( ૨ )...શાણી,

(વારાંગના જાય છે)

( દરબારનો ન્યાય ઘંટ વાગે છે )

**રત્નસેન**—પ્રધાનજી! સાંભળો દરબારનો ઘંટ વાગે છે. અરે ચોપદાર! જાવ બહાર જઈ જે કોઇ અરજદાર હોય તેને અંદર બોલાવ.

**ચોપદાર**—જેવી આજ્ઞા. (જાય છે ને અરજદાર લુહારને બોલાવી લાવે છે )

**લુહાર**—( સલામ કરી ઉભો રહે છે )

**પ્રધાન**—કેમ તમો કોણ છો અને શા કારણથી આવ્યા છો.

**લુહાર**—હું જાતનો લુહાર છું ને રાજ્યમાં અન્યાય ચાલે છે તે નીવેદન કરવા માટે આવ્યો છું.

**રત્નસેન**—અરે ! મારા રાજ્ય અંદર અન્યાય ચાલે છે. શું બોલ જે વાત તારે જાહેર કરવાની હોય તે સુખેથી કર !

**લુહાર**—માહારાજ ! ગયા ફાગણ મહીનામાં આપણા શહેરના શેઠ હીરાચંદ માણેકચંદને ત્યાં અગ્ની થયો, તે વખતે તેમના તમામ દાગીના તથા રાચ રચીલું ઘર અંદર હતું. તે તેઓનાથી નીકળી શક્યું નહીં, પછી અગ્ની ઘણો વધી ગયો ત્યારે તેમણે જાહેર કર્યું કે, મારા બળતા ઘર અંદરથી મારી દાગીનાની પેટી જે કોઈ માણસ કાઢી આપશે, તેને તેમાંથી મને ગમશે તે આપીશ. તેથી હું ત્યાં હાજર હતો. કોઈની હીંમત ન પહોંચવાથી આખર હું ઘર અંદર પેશી પેટી કાઢી લાવ્યો, પછી તેની પાસે બક્ષીસની રકમ માગતાં લુચ્ચા વાણીયાએ કહ્યું "મને આ પેટીનું ખોખું તને આપવાનું ગમે છે માટે તે તું લે" તેથી મેં તે ખોખું ન લેતાં, આપની પાસે દાદ માગવા આવ્યો છું. હું બળતા ઘર અંદર પેશી પેટી કાઢી લાવ્યો તેથી કરી મારા શરીરે ઘણે ઠેકાણે ઈજા થઈ છે. છતાં તેનો મને કંઈપણ લાભ મળતો નથી માટે દયાવંત સરકારે મારી અરજ ધ્યાનમાં લેઈ અદલ ન્યાય આપવો જોઈએ.

**રત્નસેન**—ચોપદાર ! જાઓ વાણીયાને દાગીનાની પેટી સાથે બોલાવી લાવ ?

**ચોપદાર**—જેવી આજ્ઞા ! ( જાય છે )

**રત્નસેન**—પ્રધાનજી ! આજના કેસનો ફેંસલો કનકસેનના હાથે

થવા દેવો એવું મારી નજરમાં આવે છે એ બાબત તમારો શો મત છે !

પ્રધાન—મહારાજ ઘણીજ સારી વાત છે કનકસેન બુદ્ધીમાન છતાં ન્યાઈ છે તે અદલ ઈન્સાફ આપશે એવી મને પુર્ણ ખાત્રીછે.

રત્નસેન—તો બસ કેમ કનકસેન ! આજના કેસનો ફેંસલો તમારા હાથે કરાવા હું ઈચ્છું છું.

કનકસેન—જેવી મુરબ્બીની આગ્ના. આપની આગ્નાને અનુસરી ખુશીથી કેસનો ફેસલો આપીશ. ( વાણીયો પેટી સાથે પ્રવેશ કરે છે ) [ લુહારને ] કેમ તું જે માણસ કહે છે તે આ કે બીજો.

લુહાર—માહારાજ એજ માણસ છે.

કનકસેન—( વાણીયાને ) કેમ ગયા ફાગણ માસમાં તમારે ઘેર અગ્ની થએલી ખરી કે ?

વાણીયો—હા સાહેબ અગ્ની થઈ હતી !

કનકસેન—તે વખત બળતા ઘરમાંથી તમારા દાગીનાની પેટી કોણએ કાઢી આપી હતી.

વાણીયો—સાહેબ ફરીયાદી લુહારે કાઢી આપી હતી.

કનકસેન—તે પેટી કઢાવવામાં તમોએ શી સરત રાખી હતી.

વાણીયો—જે માણુસ દાગીનાની પેટી કાઢી આપે તેને તેમાંથી મને ગમે તે આપું.

કનકસેન—( લુહારને ) કેમ તમોએ એ સરત કબુલ કરી હતી

લુહાર—જી હા !

કનકસેન—( વાણીયાને ) આ દાગીના તથા પેટી પૈકી તમને ગમે તે ઉંચકી લ્યો !

વાણીયો—સાહેબ લુહારને આપવાનુ મને ગમે તે ઉંચકી લઉ કે મારા માટે ગમે તે ઉંચકી લેઉં.

કનકસેન—( રત્નસેન પ્રત્યે ) "શી" હાઉ ઇઝ ધીસ આ રોગમેન.

રત્નસેન—ઓ મસ્ટ, આઇ અન્ડર સ્ટુડ્યુટ હીસ્પીક્સ ઓથ સ્ન્ય.

કનકસેન—( વાણીયાને ) આડો અવળો એક પણ અક્ષર ન બોલતાં, ફક્ત હું પુછું તેનો જ ઉત્તર આપો.

બોલો આમાંથી તમને શું ગમે છે. જે ગમે તે ઊંચકી લ્યો

વાણીયો—( વિચારમાં પડી વિચાર કરી ) સાહેબ, મને દાગીના ગમે છે માટે દાગીના લેઉં છું. ( એમ કહી દાગીના ઉપાડી લે છે )

કનકસેન—જાઓ તો પછી દાગીના લુહારને આપી ઘો?

વાણીયો—એ ના સાહેબ, ના સાહેબ, લુહારને તો પેટી આપવાની મને ગમે છે.

કનકસેન—શીપાઇ! આ લુચ્ચા વાણીયાને ધપ્પા મારી બાહાર કાઢી મુકો. ( સીપાઇઓ વાણીયાને કાઢી મુકે છે )

લુહાર! તને તારી મહેનતના બદલામાં આ સર્વ દાગીના સહ પેટી આપવામાં આવેછે. માટે સુખેથી તે લેઇ જા.

લુહાર—મહારાજ તમારો જય થાઓ. મને આપ જેવા ન્યાઇ મહારાજાએ અદલ ઇન્સાફ આપ્યોછે. માટે પ્રભુ તમારૂં કલ્યાણ કરો!!

પ્રધાન વિગેરે—માહારાજ! કનકસેને આજ અદલ ઇન્સાફ કરેલોછે, તેથી અમો આભારી થયા છીએ.

રત્નસેન—હું પણ કનકસેનનો ફેસલો સાંભળી અતિ સંતુષ્ટ થયો છું.

દરબારીઓ— ( પ્રણામ પ્રણામ પ્રણામ ) એ રાગ.

ઉદય ઉદય ઉદય (૩)

દીવસ રમ્ય છે આજ થયો છે રાજ્યનો થયો ઉદય (૨) ઉદય૦

વિજય વિજય વિજય (૩)

અદલ અદલ ન્યાય થયો છે, પ્રભુજી કરે વિજય (૨) ઉદય૦

અજબ ગુણના ભંડાર (૨)

પુરે આશ કીરતાર (૨)

સંકટ હરશે ને સુખ જ કરશે, કરશે વળી વિજય (૨) ઉદય૦

ચોપદાર—કચેરી બરખાસ્ત ( સર્વ જાય છે )



## પ્રવેશ ૭ મો.

**સ્થળ—માધીયા હજામનું ઘર.**

પાત્રો—માધીઓ મંચ્છી.

**મંચ્છી**—હાંભળો સો કે!

**માધીઓ**—કેમ હું કહો સો વારૂ.

**મંચ્છી**—ઘરમાં જુવાર થઈ રી છે. ને ઘીનો તો છાંટો પણ નથી, તે કાંઈ ખબર સે ? ત્રણ દીવહથી છોકરાં રોટલા વિના ફાંફાં મારે છે, માટે જાવો જુવાર ને ઘી લેઇ આવો.

**માધીઓ**—ઓહો !! એમાં તે શું.
વળી આપણે જુવાર ખાતાં હઇશું કે ?
હાવે તો ઘઊંની રોટલી, દાળ, ભાત, સંઆથે પટ્ટી પડશે.

**મંચ્છી**—જવારનો રોટલો તો મળતો નથી, ને દાળ ભાત ને રડે છે. ફક્કડ થઇ ફરવું છે, એજ સમજ્યા છો તો રાંડને કહીએ કે કુટ માથુ ને કાઢ રાતુ.

**માધીઓ**—અરે રાંડ, શંખણી, કુતરી. બલાડી, ગધેડી ફાટી ગઇ' છે ? હામુ બોલે છે કેમ ! હાસુ. કહું છું તે હાંભળતી નથી ને.

**મંચ્છી**—કેમ હું કહોસો કહો વારૂ કહો જોઇએ ?

**માધીઓ**—જો હાંભળ રાજાનો માનીતો હજામ રૂપલો, ગામડે નાહીઠયો છે. ને રાજાએ બોલાવા મોકલ્યો એટલે દાયરો મળ્યો નહિ, રાજા સાહેબે બીજાને બોલાવી લાવવા હુકમ કર્યો.

**મંચ્છી**—પછી.

**માધીઓ**—પછી પછી પછી મને કહું તે હાંભળ.

જમાદાર સાહેબ આપણે ઘેર આવ્યા.........જો હાસુ બોલાવે તો આપણાં પોતીયાં તો ઢીલાં થીયાં. જમાદારે કહું રાજાજી બોલાવે છે. એટલે તો વાત છેક ભારી થી. કાછડી ખોહુ તારે પાટલી નીહરે અને પાટલી ખોહુ તારે કાછડી નીહરે, ને વરી પાઘરી તો પરી પરી જાય. એમ દુઃખે પાપે રાજાજી પાસે ગયા. ત્યાં રાજાજીની હજામત કરતાં કરતાં વાતોના લડાકા ચાલ્યા. બંદાની વાતોના લડાકાથી તો રાજાજી ખુસ ખુસ બની ગયા ને દસ મહોર ઈનામમાં આપી બોલ્યા "રૂપલાને બરતરફ કરી તેની જગ્યાએ તને નીમવામાં આવે છે. માટે તારે આવી નોકરી બજાવવી" એ પ્રમાણે વાત બની બોલ પછી કાંઈ છે?

**મંચ્છી**—વાહ વાહ! તો પછી આપની સાહ્યબીમાં બાકી શી રહી.

**માધીઓ**— (હું છું માનીતો હજામ) એ રાગ.

બસ તું અલબેલી છે નાર, હું છું અલબેલો ભરથાર;
સુખકાર, દીલહાર, વાવા ગોરી તું ગુલજાર. બસ.
હું અલબેલો તું અલબેલી, બાળ કનૈયો લાલ;
ગોરી તું ગલબાશ તારા લાલ ગુલાબી ગાલ.
આહા લાલ ગુલાબી ગાલ, વવા લાલ ગુલાબી ગાલ. બસ.
હું છટકેલો તું છટકેલી છેલ બટાકુ નાર,
ભલેને તારા તાતે સોધ્યો મુજ સરખો ભરથાર;
આહા મુજ સરખો ભરથાર, વાવા મુજ સરખો ભરથાર. બસ.

**મંચ્છી**— (છોડો છેડો છબીલા) એ રાગ.

પ્યાર પ્યારા રસીલા, તમે છેલા છબીલા;

રંગે ચાંલમ કુમો સીરતાજ. રસીલા૦

માધીઓ—ધન્ય ધન્ય રસીક દીલદાર.....................

મંત્રી—........................પ્યારા તારી હું તો તાબેદાર;

માધીઓ—વાહ વાહ પ્યારી લટકાળી, તારી આંખો અણીઆળી,
વ્હાલી કરાવો પ્રીતિરસ પાન, છબીલી નારી;
દારા દીલહર તું દીલજાન, કીસે જીગર ખેંચેલી કમાન.
—વ્હાલી

મંત્રી—દીવસ ધન્ય છે આજનો, મળ્યા રાજ દરબાર;
માન વધશે રાજમાં, તો થાશે જય જયકાર.

માધીઓ—વ્હાલી પર હું છું કુરબાન.....................

મંત્રી—.......................પ્યારા પર હું પણ કુરબાન;
ચાલો ચાલો ચતુરસુજાણ...........પ્યારા;

માધીઓ—હાવે મારે રાજાની બીછાયતનો વખત થયો છે માટે
જાઉં છું. ( જાય છે )

---

## પ્રવેશ ૮ મો.

### સ્થળ—પદ્માવતીનો મહેલ.

પાત્રો—માધીઓ-પદ્માવતી-કનકસેન-વિમળદેવી-રત્નસેન દાસી વિગેરે.

માધીઓ—ભલા ભગવાન, મે કોણ જાણે પેલે ભવ કેવાંક પાપ કર્યાં હશે કે આ જનમમાં આવો અવતાર ભોગવવો પડે છે. હર હમેશ મહાશ્રમ લેઇને બીછાયત બીછાવું છું. છતાં રાજાસા-

હજુની ધ્યાનમાં નથી આવતી. તો પછી વાંક કોનો કહું, વાંક વિધાતાનોજ. જે લલાટમાં આવા લેખ લખી ગઈ છે. રાજાજી રોજ ઠપકો આપે છે. માટે આજ મહાશ્રમથી બીછાયત બીછાવી છે, તે પર જરા લોટી જાઉં. જોઇએ મને ઉંઘ આવે છે કે નહીં, જો મને ઉંઘ આવશે તો પછી રાજાજીને કેમ નહીં આવે ? આવશેજ. માટે ચાલ જીવ ઉતાવળો થા. ( એવો વિચાર કરી સુઈ જાય છે. પછી થોડી વારે પદ્મા આવે છે )

**પદ્માવતી**—( પ્રવેશ કરી ) અહાહા ! ! ! આજ તો સ્વામીનાથ હમેશ કરતાં કચેરીમાંથી ઘણાજ જલ્દી પધારેલા હશે, તેથી પોઢી ગએલા જણાય છે. ( પાસે જઇ ) આહા ! નીંદ્રા દેવીની પુર્ણ મહેરબાની થવાથી, ભર નીંદ્રામાં પડેલા છે, માટે જગાડવા એ પણ ઠીક નહીં, ચાલ થોડીક વાર પ્રાણેશના પગ તળાંશી હું પણ શયન કરૂં. ( એવું ધારી પગ તળાંસવા બેસે છે થોડી વારે નીંદ્રા દેવીના પંઝામાં પકડાયલી બાળા સાથે સુઇ જાય છે. )

**કનકસેન**—( પ્રવેશ કરી )( આશ્ચર્ય પામી ) અરે ? આ મારી નજરે શું માલુમ પડે છે. આ મારી આંખો આગળ શું જણાય છે. અરે આ રંડા કોની સાથે સુતેલી છે અરે દુષ્ટ કાળાં કૃત્ય કરનારી કુલટા, ને ભોળા જનોને ભરમાવનારી ભરવાડણી તને આ શી મતી સુઝેલી છે. ( પાસેં જઇ લુગડું ઉઘાડી ) અરે કુલટા; આવા મારા જેવા મન મોહનથી મોજ માણવી મુકી, અધમ જાતીના કુરાસથી યારી બાંધી છે. તારા મોઢા પર થુ છે. તને ધીક્કાર છે.

પણ યાદ રાખજે કે કનકસેન તારા આ ચરીત્રથી ભોળવાયો ભોળવાય તેમ નથી.

પણ અરે કામાંન્ધ કુતરા ! તેં પણ પોતાના ધણીનું નીમક-હરામ કર્યું. તને ધીક છે. આવા નીમકહરામીઓને પૃથ્વી ઉપર રાખી, પાપરૂપ વચનોથી પૃથ્વી માતાને નાહક ભારે શા માટે મારવી ! માટે દુષ્ટ તું તારા કરેલા કર્મનો બદલો પ્રથમ ચાખ. ( તરવારથી આબીયાનું માથું કાપી નાખે છે. પછી પદ્માને લાત મારી ઉઠાડે છે. )

કનકસેન—કમજાત સાચું બોલ, તેં કોની સાથે યારી કરી છે.

પદ્મા—માહારાજ ! ( ભયભીત થઈ ) યારી ! યારી ! એ તમો શું બોલો છો.

કનકસેન—તે સૌ તારી નજર આગળ જ જણાય છે.

પદ્મા—મહારાજ મને વાતથી વાકેફ કરો, મને કાંઈ સમજ નથી પડતી.

કનકસેન—રંડા હજુ પણ વાતથી વાકેફ થવા માગે છે. તને સમજ નથી પડતી, શાની સમજ પડે.........આ કોણ છે.

પદ્માવતી—મહારાજ મને કાંઈ ખબર નથી, હું તો અહીં આવીને તમને પોઢેલા જાણી આપના પગ તળાંશી બાદ સુઈ ગઈ હતી.

કનકસેન—શંખણી હજુપણ સાચું રડતી નથી, હજુ પણ સાચું બોલતી નથી, કમજાત કામાંન્ધ કુલટા ! ભોળા જનોને ભરમાવનારી ને તેમનાં કોમળ કલેજાં કોરી ખાનારી ડાકણ, હજુ પણ મને જુઠું બોલી છેતરવા ધારે છે શું ?

પણ યાદ રાખજે કે હાવે આ કનકસેન તારાથી છેતરાય તેમ નથી.

પદ્મા—રસીલા ! ( ચોધાર અશ્રુ વહેતાં )

કનકસેન—છટ છટેલી છેટી રહે ! દુરાચરણી દુર રહે.

**પદ્મા—** (હયાના નીચીનો) એ રાગ.

ગીધાની પ્રતિજ્ઞે સમજી સલુણા કોપ ના કરો,
પ્યારા મારા વિચારી તમે જુઓ સતિનો પતિ આવશે;
સતીનો સતીનો સતીનો પતિ આવશે..........ગીધાની૦
માફી હું માગુ છું સમારી, દીયો મહેર તો કરી;
રાંક રંકું ઘીની દયા દાન, વિચારી કોપ ના કરો;
વિચારી વિચારી વિચારી કોપ ના......કરો......ગીધાની૦

**કસેનકન—** (છળબળ ફેલ લટપટ મેલ) એ રાગ.

ચટપટ મુક લટપટ તારી, ઓ નારી નાદાર;

**પદ્મા—**પ્યારા મારા, ચક્ષુ તારા, દીલદારા.

**કનકસેન—**દુર દુરાચરણી ધીક્કાર શું ભરમાવે આજે,

**પદ્માવતી—**પ્યારા મારા, ચક્ષુતારા, દીલદારા,

નથી ગુન્હેગાર, નાથ નથી ગુન્હેગાર.

**કનકસેન—**જાર કરી છેતરયા સ્વામી પ્રપંચ કરે હજાર.

નાદાન જાતું તારે રસ્તે અને હું મારે રસ્તે (ચાલ્યો જાય છે)

**પદ્માવતી—**હા !!!! હા !!! નયન તારા ગયા, પ્રાણપ્યારા જતા રહ્યા, દાસથી દુબાઈ ન્યારા થયા.

જીવનની દોરી તુટી ગઈ, ચક્ષુની કીકી ફુટી ગઇ. પાણીથી માછલી જુદી થઇ.

સુખનો સાગર સુકાઈ ગયો, ને દુઃખનો દરીયો ઉભરાઇ ગયો પદ્માનો દિવસ દોહાલો થયો.

પ્યારાનું હેત ખુટી ગયું, પદ્માનું નસીબ ફુટી ગયું ચક્ષુનું નીર પણ ખુટી ગયું.

હા! રસીલા મને આમજ દગો દેવો હતો, તો પ્રથમથીજ ના કહેવી હતી. આટલી બધી પ્રીતી પ્રસારી પાછળથી જુદા થયા, તે કરતાં પહેલેથીજ જુદા થવું હતું.

હે દીનબંધુ દીનાનાથ! આ અનાથ બાળાપર આવો કોપ શા માટે કીધો.

હાવે કાંઈ શોક કીધે વળે તેમ નથી. માટે પ્રિતમની પાછળ જોગણ બની વનેવન અને જંગલે જંગલ રખડી પ્યારાનો પત્તો મીલાવી તેમનો પ્રેમ સંપાદન કરવો, એજ ઉત્તમ છે.

હાવે વધારે વખત અહીં રહીશું, તો ફજેતી થશે માટે પ્રથમથીજ ચાલ્યા જવું એજ સારૂં. ( એમ ધારી ચાલી જાય છે )

**વિમળાદેવી**—( પ્રવેશ કરી ) અરે પદ્મા! પદ્મા! અરે આજ પદ્મા કેમ અત્યાર સુધી જણાતી નથી. ( અંદર જાય છે )

અરે આ શું; આ કોકનું ખુન થયું છે. ને અહીં તો પદ્મા એ નથી, તેમ કનકસેન પણ નથી. દાશી!

**દાસી**—જી સાહેબ!

**વિમળાદેવી**—સત્વરે માહારાજને તેડી લાવ!

( દાસી જાય છે ને રત્નસેનને તેડી લાવે છે. )

**રત્નસેન**—( પ્રવેશ કરી ) કેમ મને બોલાવ્યો છે? એવું જરૂરી શું કામ છે.

**વિમળાદેવી**—કામતો કાંઇ નથી પણ પદ્મા અને કનકસેનનો પત્તો નથી, તેમ મહેલમા કોઈ માણસનું ખુન થએલું છે.

**રત્નસેન**—હેં......શું પદ્મા નથી ક્યાં ગઈ?

**વિમળાદેવી**—તે તો કોણ જાણે.

**રત્નસેન**—ઓ મારી વ્હાલી, ઓ મારી લાડકી, તું ક્યાં ગઈ ( મુર્છા ખાય છે ) ( થોડીવારે સાવધ થાય છે )

**વિમળાદેવી**—મને લાગે છે કે કનકસેન લઇને નાશી ગયા હશે.

**રત્નસેન**—એટલું બધું કરવાનું તેમને શું કારણ. હશે, ઠીક પણ હાલતો ચાલો, હું કેટલાક ચારોને ખબર કહાડવા માટે મોકલું છું. ( બંને જાય છે. )

---

## પ્રવેશ ૯ મો.

### સ્થળ—જંગલ

પાત્રો ધીરસીંહ—સીપાઇઓ પદ્માવતી.

**ધીરસીંહ**—અરે! આજ સીંહની પાછળ ઘણે દુર સુધી નીકળી આવ્યો, છતાં તે હાથ લાગ્યો નહીં. મધ્યાનકાળ થવા આવ્યો છે. માટે હાવે તો ઘર તરફજ ગમન કરવું એજ ઠીક છે. ( એવો વિચાર કરે છે )

**પદ્માવતી**— ( પ્રવેશ કરી )

**ઝંઝારો.**

હે પ્રીય પ્રભુજી મારા, છો નાથ નીરંજન પ્યારા,
જગ ત્રાતા સાહાજ કરજો, મનમોહન ઝટ મેળવજો.
તમે મેળવજો પ્રીય મારા..............છો નાથ.
સોધું હું વનવન વ્હાલા, મળશો ક્યાં મોહન લાલા;
તમે છો દીલહર દીલદારા..............છો નાથ.
આ નાર બની દીવાની, વીણુનાથ વૃથા જીંદગાની;
ભટકી મરશે સતીદારા..................છો નાથ.

ધીરસીંહ—અરે આ કોણ આ મનોહર મુગ્ધા, આ ઇંદ્રના ઇંદ્રની અપ્સરા, ઉરવસી કે રતિરંભા, મારા માટેજ પ્રભુએ મોકલેલી હોય એમ જણાય છે. વાહ! શી એની બોલવાની લાવણ્યતા, પ્રભાતમાં પ્રફુલ થએલાં કમળ જેવી સકોમળ, અને મણીધરની ફેણ સમ વાળવાળી વળી અર્ધ ચંદ્રસમ કપોળવાળી અને તેની અંદર, જેમ અભ્રમંડળ અંદર શુક્રનો તારો ચળકે છે તેમ ચળકતા સૌભાગ્ય ચીન્હ ચાંદલાવાળી, કામદેવના બાણ સમ ભ્રમરવાળી, પુરૂષ પર કટાક્ષ ફેંકતાં નયનોવાળી, ચાતક પક્ષની ચાંચ સમ "નાસીકા" વાળી, લાલચોળ હોષ્ટવાળી, દાઢમની કુમળી કળી સમદંતવાળી, અતિ નાજુક અમૃતફળ સરખાં રમણીય પયોધરવાળી, કેસરીના જેવી કટીવાળી કદળી સ્થંભ સમ ઝાંગવાળી, ખાખરાનાં પુષ્પસમ પગનાં તળીયાંવાળી, સ્ફાટીકમણીની સુંદર પ્રતિમા સમ શોભી રહેલીછે.

એ આવા અરણ્યમાં ભટકે છે એનું શું કારણ હશે તે તેને પુછી વાકેફ થાઉં. ( પાસે જાય છે. )

ધીરસીંહ—રસીલી !

પદ્માવતી—( ચકીત થઇ ) અરે કોણ ? કેમ બાઇ તમો કોણ છો.

ધીરસીંહ—હું ધર્મજપુરીનો રાજા ધીરસીંહ છું. પરંતુ તમે કોણ છો. અને તમારે આવા અરણ્યમાં ભટકવાનું શુ પ્રયોજન છે.

પદ્માવતી—હું રસ્તે જતી એક વટેમાર્ગુ છું. અને કાંઇ અનાયાસ આ અરણ્યમાં આવી ચઢી છું.

ધીરસીંહ—રસીલી ! તો પછી હાવે મારી સાથે ચાલ હું તને પટરાણી બનાવી રાખીશ.

**પદ્માવતી**—દુર રહે નાદાન સતી સ્ત્રીઓના સતી વ્રતનો ભંગ કરનાર કામાંન્ધ કુત્તા ? દુર રહે. તારા રાક્ષસને પુઠો મેલ, મારે તારી પટરાણી નથી થાવું.

**ધીરસીંહ**— નવીન રાગ.

મધુરી નાર કંઇ સમજ સમજ ઓ ચમક ચાલતી બાળા,
**પદ્માવતી**—ચાલ છટૂ છટેલા છેટો રહે તું મુરખ મુખકાળા.
**ધીરસીંહ**—મીષ્ટ બાણી મમ મનહર મહીલા,છો અલબેલીબાળા(૨)
**પદ્માવતી**—હઠ હઠીલા ઓ હલાસ કુર કુકર્મી કાળા.
**ધીરસીંહ**—તું તું તું છે દીલદારા.
**પદ્માવતી**—છટ છાનો રહે મોજારા.
**ધીરસીંહ**—તું તું તું છે દીલદારા.
**પદ્માવતી**—છટ છાનો રહે મોજારા.
**ધીરસીંહ**—નહીં શરમ ધરો શરમાળાં રે,
ઓ ચમક ચાલતીબાળા—મધુરી.

**પદ્માવતી**—અરે હેવાન તું સતીનુ શીયળ તોડવા હજાર પ્રયત્ન કરીશ, પરંતુ આ ખોળીયામાં જીવ છે ત્યાં સુધી હું શીયળ ભંગ થવા દેનાર નથી.

કમળ પત્રને ગમે તેટલો પ્રયત્ન કરશો, છતાં શું તે પાણીનો સ્પર્શ કરનાર છે? અર્થાત કમળપત્રપર પાણીનું બુંદ રહી શકવાનું છે! ના નહીંજ રહી શકે.

તેમ તેલને ગમે તેટલો પ્રયત્ન પાણી સાથે મીલાવવા કરશો, પણ તે સૌ વ્યર્થજ જશે. તે પોતાનો જાતી ગુણ છોડી પાણી સાથે મીશ્ર નહીં થતાં પાણી ઉપરજ તર્યા કરશે. તેવીજ રીતે આ સતી બાળાને અનેક કષ્ટ આપી દુરાચરણરૂપી દરીયામાં ડુબાવવા ધારશો,

પરંતુ તે તે પ્રમાણે નહી કુબતા તેનું નીર્મળ અને સ્વચ્છ, સુક્ષ્મ શીયળ વ્રત દુરાચરણ રૂપી દરીઆની ઉપરજ તર્યા કરશે.

**ધીરસીંહ**—કેમ સીધાં સીધાં ચાલવું છે કે નહી, નહીં તો પછી જોર જુલમથી લઇ જવી પડશે. અહીં તારૂં કોણ બેઠી છે.

**પદ્માવતી**—અરે મુંઢ! તું તારા મેળે અહંકાર ભરેલા શબ્દ બોલ્યા કરે છે, તેથી કાંઇ તારૂ સાર્થક થાય તેમ નથી. મારો સર્વત્ર વ્યાપક પરમદયાળુ પરમેશ્વર, મને સાહ્ય થશે. સતિ દ્રોપદીના પાપી દુર્યોધને સભા વચ્ચે ચીર ખેંચવા માંડયાં, તે વખતે ઇશ્વરે નવસો નવાણું વસ્ત્ર પુર્યાં ને હજારમું વસ્ત્ર ખેંચવા માંડયું કે તરતજ પરમાત્માની પ્રેરણાથી ભીમસેન ગદા ગ્રહી સામો થયો, અને સતિને બચાવી લાજ રાખી છે. તે એવો દયાળુ છે તે મારી વ્હારે ચઢશે. એવી મને પુર્ણ ખાત્રી છે.

**ધીરસીંહ**—અરે સીપાઇઓ! આ રંડાને બાંધી પકડી ઝકડીને આપણા પુરમાં લઇ ચાલો. ( સીપાઇઓ આવે છે અને હાથ પકડે છે. )

**પદ્માવતી**— ( બળું છું પ્રેમ આગમાં ) એ રાગ.

બળું છુ વેહ આગમાં મને શીદ સતાવોરે,
શીદ સતાવો રે તમે મને શીદ સતાવો રે. બળું છું
લાચાર હું આ વાર છું મને નહીં રડાવો રે;
ભયભીત હુ બે બાન છું મને નહીં ડરાવો રે. બળું છું.

**સાખી**

હું અબળા છું એકલી, વિકટ જંગલ વાટ;
ના હક નહીં નાદાનરે, ઉર કરતા ઉચાટ.
આધાર શ્રીહરી તાહરો, મારી વ્હારે ધાઓ રે. બળું છું.

૧ હીંદુ શીપાઇ—અમે રંડી ચલ સીધે સીધી આગળ હો.

પદ્માવતી—દુષ્ટાઓ દૂર રહો, પરસ્ત્રીને વિના વાંકે પકડી લઇ જવાની તમોને શું સત્તા છે.

સીપાઇ—દેખો હમેરા રાજાકા કાયદામે એસા ફરમાન કીયા હે, કે નીવારસી મીલકત માલુમ પડે તો તે લેકર સરકારમેં સ્વાધીન કરના. તુમ નીવારસી હો, અબ તુમેરી સાથ કોઇબી માણસ નહીં હે; જબ તુમ તુમારી મેળે સમજકે સીધે સીધે હમેરી સાથ ચલ આવ.

પદ્માવતી—ચાલ નાદાન; તારા જેવા તો કંઇ આવ્યા ને કંઈ ગયા છે.

સીપાઇ—અબે સાલી નાદાનવાલી ના દેખી હોય તો. ( ધક્કા મારી પદ્માવતીને ઘસડી લઇ જાય છે )

---

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ—માધીયા હજામનું ઘર.

પાત્રો—માધીયાની બહુ મંચ્છી તથા છોકરો શનીઓ.

મંચ્છી—મારો પીટયો રાજાને ત્યાં નોકરી મળવાથી ફુલી ફુલીને ફાળકો થઈ જોતો, ત્યારે વ્હેલો જખ મારતો ગીયો.

એતો ગીઓ તો ગીયો, પણ હાવે મારે હું કરવું. છોકરાનું પુર કી રીતે કરવું.

દીકરો; વળી કોઈ બીજો હોધવાનો રીહો.

શનીયો—(પ્રવેશ કરી) નવીન રાગ.

માવડી ભુખ તો લાગી રે, આપની ઢેબરૂ બાગી રે;
કટકો રોટલો કુંમરી ડચકો, લાગે છે મીઠી છાશ;
મળશે મને એક પેપાડુ, પછી તે વાહ વાહ, હંબા—માવડી.
માથાં ઓઢીને રેવું મઝેમે, વાળંદનો વેપાર,
ખાવું પીવુંને ખુશીમાં રેવું, ફરવું વળી બજાર. હંબા—માવડી.

મંજરી—જા શીંકા ઉપરથી ઢેબરૂ ને છાશ લે. (શનીયો જાય છે)
ચાલ હેંડ, હાવે હું પણ કોઈ બીજો નાવલીયો શોધી કાઢું.

(જાય છે)

---

## પ્રવેશ ૧૧ મો.

### સ્થળ—જંગલ.

### પાત્રો—કનકસેન, પાછળથી બ્રાહ્મણ.

કનકસેન – મનોહર મુગ્ધાને છોડીને આવ્યા પછી, મારા દીલને કાંઈ ચેન પડતું નથી. મારૂં વીચાર સુન્ય ચીત્ત ચકડોળે ચડયું છે. મેં નવ યૌવના ગજેંદ્રગામનીનો જે વાંકે લાગ કીધો, તેમાં હું કાંઈ ભુલતો તો નથી. કદી એ વાત ખોટી તો નહીં હોય!

છટ છટ પણ અરે મેં મારી નજરે એ બનાવ જોયો, પછી ખોટી વાત શાની હોય. કદી કાને સાંભળેલી વાત ખોટી પડે, પણ નજરે જોએલી વત ખોટી હોય એ કેમ મનાય. (ઉંડા વિચારમાં પડે છે.)

**બ્રાહ્મણ**—( પ્રવેશ કરી ) ભલા ભગવાન ! સીતાપતિ રઘુરામ ! મને સ્હાય થા. પુત્ર ઉપવીત ધારણ કરવા યોગ્ય થયો છે, પણ પૈસા વિના કેમ કરવું.

**કનકસેન**—( બ્રાહ્મણને જોઈ ) માહારાજ તમે કોણ છો, અને ક્યાં રહો છો.

**બ્રાહ્મણ**—હું એક ભીક્ષુક બ્રાહ્મણ છું, અને મારૂં ગામ સીહપુર છે.

**કનકસેન**—માહારાજ મારા મનની એક કલ્પનાનુ નીરાકરણ તમે કરશો ?

**બ્રાહ્મણ**—હા સુખેથી કહો, પણ તમારા મનની કલ્પનાનું નીરાકરણ કરી આપું તો પછી !

**કનકસેન**—તો તમને ખુશી કરીશ.

**બ્રાહ્મણ**—તો ભલે કહો.

**કનકસેન**—કદી કાને સાંભળેલી વાત ખોટી હોય છે, પરંતુ નજરે જોએલી વાત કદી ખોટી પડી હોય એમ તમારા જાણવામાં છે.

**બ્રાહ્મણ**—એમાં શો નીર્ણય કરવો છે, સેંકડો બનાવ એવા પણ બને છે કે જે આપણે આપણી નજરે જોઈએ ને બાબત તપાસ કરીએ તો તેથી ઉલટી જ હકીકત માલુમ પડે.

તમને પેલા નોળના બચ્ચાની વાતની તો ખબર હશે જ, કે જે બચ્ચાએ બ્રાહ્મણના છોકરાને સાપ કરડવા જતો હતો તે સાપને મારી, છોકરાને બચાવ્યો અને તે નોળ વધામણી ખાવા માટે બ્રાહ્મણની સ્ત્રી પાણી ભરીને આવતી હતી, તેની સામો ગયો. તેથી સ્ત્રીએ પોતાના બાળકને નોળે મારી નાંખ્યો હશે, એમ ધારી તેના માથા ઉપર પાણીનું બેડું રીસ ચઢાવી નાંખી દેઈ, નોળને મારી નાંખ્યો.

જુઓ સ્ત્રીએ નોળનું મુખ લોહી વાળું દીઠું, તે ઉપરથી જે

અવિચારનું કૃત્ય કર્યું, તે કરતા પહેલાં જો ઘર અંદર જઈ તપાસ કર્યો હોત તો આવો પ્રસંગ ન આવત.

કનકસેન—મહારાજ બસ મારા મનનું નીરાકરણ થઈ ગયું. લ્યો આ રત્ન જડીત મહોર તમને બક્ષીસ આપું છું.

બ્રાહ્મણ—દીર્ઘાયુ ભવ. ( આશીરવાદ દઈ ચાલી જાય છે )

કનકસેન—અરે મારા જેવો મુર્ખ પૃથ્વી ઉપર બીજો કોઈ નહીં જ હશે. હું કેવો મૂર્ખમતી, હું કેવો બેવકુફ, હું કેવો ગમાર, હું આંખ ફુટયો ભુલ્યો, ને સતિ બાળાની પુરી હકીકત સાંભળ્યા શીવાય તેમ પુરો ચોકસ તપાસ કર્યા શીવાય, મેં સાહસ કર્મ કીધું, અઘોર પાપ કર્મ કીધું, મેં પ્રેમમુર્તી પવિત્ર પતિવ્રતા પદ્માનો ત્યાગ કીધો, તેને દુઃખ સાગરમાં ડુબાવી, ને હું પણ ડુબ્યો, પ્યારીને કુવામાં ઉતારી, ને હું પણ ઉતર્યો.

વિશ્વંભરા ! હાવે તો મૃત્યુને હું અતિ ઉત્તમ માનું છું. અફસોસ ! !

( કયાથી આ સંભળાય ) એ રાગ.

કયાંઇ હશે પ્રાંયનાર—રસીલી મારી,
શાણી મુજ દીલદાર—રસીલી મારી;
રત્ન પરિક્ષા જાણે ઝવેરી, સમજે શું રે ગમાર; રસીલી૦
મળે મુરખને કનક કદાપી, સમજે કથારનો ભાર. રસીલી૦
રંકને રત્ન જ છાજ્યું નહીં રે, છોડી દીધી દીલદાર. રસીલી૦
સાહસ કીધું સમજ વગરમેં, દુઃખી કીધી નીજ નાર. રસીલી૦

( નીસ્તેજ ચ્હેરે ) ચાલ જીવ હાવે તો ઉતાવળો થા. પેટમાં ક્ષુધા કકડીને લાગી છે. માટે હાવે કોઈ શહેર મળે તો અન્ન મળતા થઇએ. ( જાય છે )

---

# પ્રવેશ ૧૨ મો

**સ્થળ**—ધર્મંજપુરીમાં સાગર વચ્ચે એક સ્થંભી મેડી.

**પાત્રો**—ધીરસીંહ, પદ્માવતી, પાછળથી વિદુષક.

**ધીરસીંહ**—રસીલી ! ( પદ્મા એકદમ આવી નાશી જાય છે ) નવયૌવના ! મનોહર મુગ્ધા ! કમળમુખી ! જેમ મધુ ગંધથી અંધ બનેલો ભ્રમર, તીરસ્કાર થયા છતાં ફરી ફરી પાસે જાય છે. તેમ આ મોહ મુગ્ધ મનુષ્ય, તમારી પાસે ફરી ફરી આવે છે. તો સ્ફટીક મણીની પ્રતિમા યાને સુવર્ણ સમ કાન્તીવાળી, કીશોર બાળા; તારા કરૂણ સ્વરે સ્નેહ સુધામય વચનથી પ્રેમીલા પ્રિયતમની સાથે એક વખત મૃદુ મધુર શબ્દ વડે કરી વાત કર. અને મારી મનો વાંચ્છના પુર્ણ કર.

**પદ્માવતી**—હતભાગ્યા હત્યારા હઠીલા. દુશ્ચિંતા પીચાશ ! દુર આ પર સ્ત્રીનો હસ્ત સ્પર્શ કરતાં, તારા હાથ સળગીકેમ જતા નથી.

**ધીરસીંહ**—પરમ પ્રીય પ્રેમાળ પ્રતિમા, તમો તમારા કોમળ કંઠ વડે કરી અતિ કષ્ટ જનક તીરસ્કાર કરશો, છતાં તેમને અતિ પ્રીય લાગશે. તમો મને તીરસ્કાર તો શું પણ એ તમાચો મારશો તો તે પણ હું તમારૂ તેજોમય સૌંદર્ય મુખ જોઇ સાંખી રહીશ.

**પદ્માવતી**—ચક્ષુ ફુટયા અભાગીયા, નીષ્ઠુર હૃદયના અસુર તું તારા જ્ઞાન ચક્ષુ વડે વિચારી જો. પર સ્ત્રી ગમનથી મનુષ્ય નરક કુંડમાં ગરક થાય છે.

જો રાવણ રામની સ્ત્રી સીતાને હરણ કરી લાવ્યો તો એક સીતાને માટે રાવણને કેટલું કષ્ટ ભોગવવું પડયું, રાજ્ય ગયું. કુટુંબ પાયમાલ થયું, તેમ તેનો પણ જીવ ગયો.

જેમ ગૌતમ ઋષિની પત્ની અહલ્યા ઉપર ઇંદ્રે કુદ્રષ્ટી કરી, ગૌતમને વેશ આવ્યો તેથી ઇંદ્ર પણ ગૌતમના શ્રાપે કરી કલંકીત થયો છે. વળી ભસ્માસુર માહાદેવને બાળી ભસ્મ કરી પાર્વતીનું હ-રણ કરવા જતાં, શ્રી પરમાત્માએ માયાવી સ્ત્રીનું સ્વરૂપ ધારણ કર્યું, તેમાં તે મુગ્ધગુલ થયો તેથી તે માહાદેવને બાળી ભસ્મ કરવા જતાં પોતે બળીને ભસ્મ થઇ ગયો છે.

માટે પાપ રહીત બની ઇશ્વર સ્મરણ કરશો તો તમારૂં ક-લ્યાણ થશે.

કુકર્મ કરનારને કદાપી આ લોકમાં સુખ મળે, છતાં પરલોકમાં એટલે મર્યા પછી સુખી ન થતાં કરેલાં પાપ કર્મનો બદલો ભોગ-વવો પડે છે.

ઇશ્વરને ત્યાં પાપ અને પુન્ય એક ત્રાજવે તોળાવાનાં છે. માટે વિચાર કરો ?

**વીરસીંહ**—શાણી તારી શીખામણ હું સમજું છું. પણ તારા નયન કટાક્ષથી મારૂં મન વીહવળ બની ગયું છે. માટ એકવાર મારી ઉમેદ બર લાવ.

**પદ્માવતી**— (આઘી ખસી જઇ)

(જેણે ધરમ તજ્યો પોતાનો) એ રાગ.

શુંરે જુલમ કરે ધોળારા, હઠ હઠ રે તું હત્યારા રે;
પરમ ધરમ તુજ કરમ વિચારી જો શરમ ધરી જો હીચકારા;
પાપી વિચારી જો મન તારા. શુંરે૦
કરમ કરે અહીં નરક ગરક થઈ ઠગવા ધારે પરદારા;
નહીં નહી તુજ ભાવ સરનારા. શુંરે૦

હે દીનબંધુ દિનાનાથ ! ત્રૈલોકવાશી પરમ પીતા આ અનાથ બાળા ઉપર પડતી આફત દુર કરી સતિને સાહ્ય થા.

( સુંદર શામળીયા ) એ રાગ.

નમું હું કરજોડી, કમળાપતિ પ્રભુ પ્યારા
દુઃખડાં દ્યો છોડી, જગતપતિ સુખકારા………નમું હું
અવની આપદ ભરતી ભારે
દુષ્ટો તો બહુ જુલમ ગુજારે
સતિયો તો સહુ ત્રાહે પુકારે
તમ વિણ કષ્ટ કોણ નિવારે, ઇશ્વર વિનતી મ્હારી. નમું હું
શેષ સયન ક્ષીર સાગર વાશી
નમી નમી નમીએ સ્વયં પ્રકાશી
ભવ તારણ ભગવાન વિલાસી
દુઃખહર દિનના તું અવિનાશી, નાથ નીરંજન પ્યારા. નમું હું

ધીરસીંહ—આટલી બધી સમજાઝીક કર્યા છતાં તું કેમ નહીંજ માને. ( એકદમ પકડવા દોડી જાય છે. )

પદ્માવતી—હે વિશંભરા તારા શરણમાં લેજે ( કહી દરીયામાં કુદી પડે છે. )

ધીરસીંહ—( ભયભીત થઇ ) અરે ! અરે ! અરે ! હાય ગજેંદ્ર ગામની ચાલી ગઇ આસપાસ સમુદ્ર આવેલો છે, હવે એ અથાગ જળમાંથી કેવી રીતે કાઢી શકીએ. ( ઉંડો નિશ્વાસ નાંખે છે. ) ( ઇશ્વર કોપ થાય છે ને મેડાને ચો તરફ અગની થાય છે તેથી ધીરસીંહ બળી જાય છે. )

વિદુશક—( પ્રવેશ કરી ) હો હો ! હો ! મારા બાપ એક થંભી મેડી સળગી ગઇ, રાજાની ફુસ નીકળી ગઇ, ને પાપીને પાપની સજા પુરી થઇ.

( અંક પડે છે. )

---

# અંક ત્રીજો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ

કુસુંબાપુરીના ભાગોળ દરવાજે

પાત્રો—કનકસેન પાછળથી દરવાન

કનકસેન—અરેરે પ્રભુજી પ્યારારે, દેખાડયા તેં દુઃખના દહાડારે
લેખ લલાટે લખ્યા વિધાતા કારમા
પવિત્ર પત્ની દિસે નહીં મુજ હારમા........અરેરે.
પ્યારી હશે ક્યાં પત્ની વળી ક્યાં હશે મા બાપરે
ભુલ્યો હુંય અભાગીયો, નડીયાં મુજને પાપરે. અરેરે

(એમ વિલાપ કરતો કરતો કુસુંબાપુરીના દરવાજામાં પેસે છે એટલે તે ઉપર રાખેલી સાંકળી કનકસેન ઉપર કળસ ઢોળે છે, તે દરવાન દેખે છે તેથી દરવાન રોકી રાખે છે.)

દરવાન—ભાઇ ઉભા રહો તમો કોણ છો! અને કયાંથી આવો છો

કનકસેન—ભાઇ હું તો એક વટેમાર્ગુ છું. ને દેશાટણ કરતો કરતો આ તરફ આવ્યો છું, માટે મને જવા દો.

દરવાન—ધીરજ રાખો; એમ તમોને જવા દેવાના નથી દરબારમાં લંઇ જવાના છે, માટે મારી સાથે ચાલો.

કનકસેન—ભાઇ મને શા માટે દરબારમાં લેઇ જાઓ છો, મેં કોઇનો કાંઇ અપરાધ કર્યો નથી, તેમ કાંઇ પણ થયો હોય એ

ક્ષમા કરી જાવાદો.

દરવાન—અરે ભાઇ તમોને અપરાધ કર્યાના કારણસર લઇ જવામાં નથી આવતા, કોઇ બીજાજ કારણસર દરબારમાં લેઇ જવાના છે. માટે ખુશીથી પધારો.

કનકસેન—જેવી ઇશ્વરેચ્છા આજ ભાઇ

( બન્ને જાય છે. )

---

# પ્રવેશ ૨ જો.

## સ્થળ-કુસુંબાપુરીનો રાજ્ય દરબાર

પાત્રો—શામળશા-રૂપચંદ-સોમચંદ-સકુરચંદ વિગેરે માહાજન પ્રધાન—પાછળથી દરવાન તથા કનકસેન જોશી ઇત્યાદી.

શામળશા—માહારાજાનું અકસ્માત મૃત્યુ થયું તેથી હાવે રાજા વગર રાજ્યમાં અંધારૂં ચાલે છે. રૈયત સર્વ નીરંકુશ થઇ છે. તે પોતાની મરજી માફક વર્તે છે. કેમ રૂપચંદ શેઠ? હાવે તમારી નજરમાં શું આવે છે.

રૂપચંદ—હાવેટા ગામનું માહાજન કોઇને ગાડીએ બેસાડે ટો ઠીક નહીં ટો હરામખોર સોઢો રાજ્ય ઉપર હલ્લો કરી રાજ્ય જમાવી પડશે.

સોમચંદ—ગામનું માહાજન ભેગુ થઇ ગાદીએ બેસાડવા વિચાર કરશે, તેમાં અનેક તરેહના વાંધા પડશે. દરેકનો સરખો મત કોઇ દિવસ થવાનો નથી.

રૂપચંદ—ટો પછી કેમ કડવું!

સકુરચંદ—કેમ શું કરવું! ગામની ઉમમણી દિશાના દરવા-

આપે સાંઢણી કળશ આપી રાખી છે, તે જેની ઉપર કળશ ઢોળે તેને ગાદીએ બેસાડવાનો મહેલેથીજ ઠરાવ છે. પછી શું છે?

શામળશા—એ વાત ખરી, પરંતુ તે વાતને ઘણા દિવસ થઇ ગયા છે છતાં એ વાતનો કાંઇ નીકાલ આવતો નથી.

( એટલામાં દરવાન કનકસેનને લેઈ આવે છે. )

દરવાન—હું, પુરવાસીજનો, તેમ માહાજન પ્રત્યે વિનંતી કરૂં છું કે આજ રોજ દરવાજો ઉઘાડતાં આ માણસ દરવાજામાં દાખલ થયો તેવોજ સાંઢણીએ કળસ ઢોળ્યો છે. તેથી આપની આજ્ઞાનુસાર આ માણસને રજુ કરૂં છું.

પ્રધાન—દુઃખભંજન દીનાનાથે સોના મનની ઉમેદ બર આણી છે. માટે હવે આ કુમારને ગાદીએ બેસાડવા માટે શુભ દિવસ નક્કી કરવો જોઇએ.

શામળશા—હા આપનું કહેવું યથાર્થ છે. ચોપદાર રાજ જોશીને બોલાવો.

ચોપદાર—જેવી આજ્ઞા. ( જાય છે અને થોડીકવારે જોશી સગાથે પ્રવેશ કરે છે. )

જોશી—કેમ માહારાજ મને શા માટે બોલાવ્યો છે.

પ્રધાન—આ આપણા નવા રાજ્ય અધીકારીના ગ્રહ જોઇ રાજ્યાભિષેક કરવાનો શુભ દિવસ નક્કી કરવાનો છે.

જોશી—જેવી આજ્ઞા ? ( કુંડળી કાઢી )

આહાહા ! ! ! માહારાજાના ગ્રહમાં તો કાંઇ બાકી નથી. વળી એ કોઇ રાજઅંશી છે, અને રાજ્યના અધિકારી છે, એમને રાજ્ય આપવામાં લવલેશ હરકત જણાતી નથી તેમ આજે બેસતુ

થયું છે, તેથી સુનીશ્ચર છે. માટે રાજ્યાભિષેકનો દિવસ આજનો અતિ ઉત્તમ છે, માટે આજેજ રાજ્યાભિષેક થાય તો ઘણું સારૂં.

પ્રધાન—ઠીક તો જાઓ, ખજાનચી સર્વ સાહીત્ય તૈયાર કરો.

( ખજાનચી જાય છે. )

મહાજન—આજે આનંદના પ્રસંગે સર્વ ઇશ્વર સ્તુતી કરીએ.

ઇશ્વર સ્તુતી.

જય જય જય જય જય અવિનાશી, અકળ લીલા પ્રભુ તારીરે;
વૃંદાવનમાં શ્રી વનમાળી, રાસ રમ્યા ગીરધારીરે ........જય.
મધુર મનોહર મોરલી ધારી, જય જય કુંજ બીહારીરે. ......જય
સોળ સહસ્ત્રની સંગે રમીયા, રાસ તમે મોરારીરે...........જય
ક્ષીર સાગરના શી અલબેલા, મદન ગતી ભુજ ન્યારીરે.........જય
કરજોડીને પાય પ્રણમીએ, જય ગોવર્ધન ધારીરે..............જય

(ખજાનચી રાજ્ય પોષાક વિગેરે સર્વ સાહીત્ય લાવે છે. રાજ ગોર કનકસેનને મંગળ સ્નાન કરાવી લાવે છે. કનસેન પોષાક પહેરે છે, બાદ એક સ્ત્રી આવે છે.)

પ્રધાન—મહારાજ ! આ તમને અમારા મહારાજા કાન્તસેનની સમસેર આપી, રાજ્યનો પુર્ણ અખત્યાર સોંપીએ છીએ. તો તે સ્વીકારી, ન્યાય નીપુણતાથી રાજ્ય ચલાવી પ્રજાનું કલ્યાણ કરવા ઉપારંત થશો.

( એક સ્ત્રી કનકસેનને રાજ્ય તીલક કરે છે. )

કનકસેન—પ્રધાનજી તથા પુરવાસીજનો ! હું અતિ સ્નેહ પુર્વક તમારી માગણી સ્વીકારી રાજ્યની લગામ હાથ લઉં છું. અને ન્યાય નીપુણતાથી રાજ્ય ચલાવી પ્રજાનું કલ્યાણ કરવા માટે ઉજમાળ છું.

નાચનારીઓ—(પ્રવેશ કરી નાચ શરૂ કરે છે.)
બાલમ પ્રેમ તણા જોગીરે, છડો છડીલા રસીલા
છબીલા છોડો છેડો...બાલમ
મે જોતીતી, મે જોતીતી
મે જોતીતારે મે જોતીતી
મે જોતીતી વાલમ કનૈયા
છુપઈ ગયા કાં કાનારે, છુપઇ ગયા કાં કાન કનૈયા
દરદી મેં છુપરે........બાલમ

ચોપદાર—બાદશાહ ધીરાજ કનકસેન મહારાજને ઘણી ખમ્મા નાધાપે નાધા રખ્ખા મહેરબાન સલામ.

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—રત્નાગર સમુદ્રનો કીનારો.

પાત્રો—રામચંદ, રૂપચંદ, સફરચંદ, પદ્મા.

(રત્નાગર સમુદ્રમાં વાહાણો સુસવાટાબંધ ચાલ્યાં જાય છે પાણીની છોળો વાગે છે કીનારે આવવાળી વાહાણો લંગારે છે.)

રામચંદ—અરે મોટા ભાઇ રૂપચંદ, જુઓ તો ખરા સમુદ્રમાં પેલું રક્ત વર્ણવાળું કંઇ આવતું જણાય છે.

રૂપચંદ—હા ભાઇ કાંઇ છે ખરૂં, ધીરજ રાખ ધીરજ રાખ હું બાપાને બોલાવી લાઉં, તેમની પાશે દુરબીન છે તેનાથી જે હશે તે નક્કી કરશે (જાય છે ને સફરચંદને તેડી લાવે છે.)

સફરચંદ—કેમ ભાઈ શું છે.

રામચંદ્ર—બાપા તમારા પાસેના દુરબીનથી જુઓને પેલું રક્ત વસ્ત્રવાળું શું જણાય છે. તેની ખાત્રી કરો.

અકુરચંદ—( દુરબીનથી જુએ છે થોડીવારે ) ભાઇ એ કોઇ મનુષ્ય ડુબતું હોય એવી આકૃતી જણાય છે. માટે એને બાહાર કહાડ તો ઠીક.

રામચંદ—બાપા મને તરતાં આવડે છે, માટે હું અંદર પડી કાઢી લાવું છું.

અકુરચંદ—ના બેટા ! મોહાજળ પાણીમાં પડવાનું કારણ નથી, પણ ખલાસીને બોલાવી નાનો મછવો મુકાવી ત્યાં જા.

રામચંદ—ઠીક. ( કહી બીજો નાનો મછવો મુકાવીને જાય છે ને ત્યાંથી પદ્માને કહાડી લાવે છે. )

બાપા ! આતો કોઇ બિચારી સ્ત્રી ડુબેલી છે. એનામાં જરા શ્વાસ છે માટે જીવ છે.

અકુરચંદ—રેતીના અંદર તાપણી કરી ગરમાવો કરી, એને પુષ્કળ શેક કરો એટલે એને ચૈતન્ય આવશે.

રામચંદ—હા બાપા એમજ કરીએ. ( કહી તાપણી સળગાવે છે ને પદ્માને રેમાં સુવાડી મુકી શેક કરે છે ને ખુબ ગરમાવો કરે છે તેથી થોડીક વારે પદ્મા લગાર સુદ્ધીમાં આવે છે એટલે આમ તેમ ભાળે છે. )

પદ્માવતી—(જરા સાવધ થઇ ) મા...ઇ...ત...મો...કો...ણ...છો.

રામચંદ—બ્હેન તમો જરા પણ ધભરાશો નહીં, અમો વણીક વેપારી છીએ. ( પછી ઘણોજ શેક થવાથી પદ્મા ઉઠી ઉભી થાય છે તેથી ) બ્હેન તમો કોણ છો ? અને તમારી આવી દશા શાથી થઇ છે.

પ્રભાવતી—ભાઇ હું આજ મારો હેવાલ કહેવા ખુશી નથી.

રામચંદ—ઠીક બ્હેન. પણ હાલ તું અમારી સાથે ચાલ. અમારી બીજી બ્હેનો છે તે ભેગી તું રહેજે. તને હું ધર્મની બ્હેન ગણું છું માટે હમારી સાથે આવો.

પ્રભાવતી—ઠીક ભાઇ તમારી એવી મરજી છે તો હું આવું છું.

રામચંદ—ઠીક—બાપા હવે વાહાણ હંકારવા ખલાસીને આગ્ના કરૂં છું.

સફૂરચંદ—હા ભાઇ જા કહે (રામચંદ જાય છે ને ખલાસીને વ્હાણ હંકારવા કહે છે તેથી ખલાસીઓ વાહાણ હંકારી ચાલ્યા જાય છે.)

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ જેલ.

પાત્રો—મદનસીંહ, રામસીંહ, ચીત્રસીંહ, કુસુમકુમાર, સોભાગ્યસુંદરી, તારામતી, પહેરેગીરો.

મદનસીંહ—પ્રીય પુત્ર કનકસેન! ઓ મારા વ્હાલા કનકસેન આ વખત મને તાહારાં બોલેલાં રજેરજ વાક્ય યાદ આવેછે. હું નીષ્ઠુર હૃદયના અસુરે તારા જેવા નિરપરાધી બાળકને વનવાસ કાઢયો. હાય...મારા પ્યારા પુત્ર, તારા કહેવા મુજબ મને અભિમાનનું ફળ મળ્યું રાજ્ય ગયું, ઘરબાર લુટાયાં, ને સકુટુંબ બનીવાન બની રહેવા વખત આવી.

હે દયાનીધી દીનાનાથ તમે અમારા ઉપર આન હદ કોપ!

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—સફરચંદનું ઘર.

પાત્રો—લલીતા વગેરે પદ્માવતી.

લલીતા—બ્હેન પદ્મા તમારૂં સુખમય સાંદર્ય શરીર દીન પ્રતિદીન નિસ્તેજ થતું જાય છે, તેનું કારણ શું છે. તમારી મનોવૃત્તી પણ દિવસે દિવસે બદલતી જાય છે. માટે એવી તમારા મનમાં થી ચીન્તા પ્રકટ થઇ છે.

પદ્માવતી— નવીન રાગ

મમપ્રીય બ્હેની, સુણ તુંરે બ્હેની, ચીન્તાની ચીતા તો મમ ચીત બાળે
વિના અંગારે મમતન બાળે, ચીન્તા મટે નહી રે કોઇ કાળે, મમ
પ્રેમ દીસે તલભાર સખી નહીં, અનંગ અગની અતિ અંતરમાં થઇ
મધુર મનોહર મમ મોહન નહી, તેથી કરી સખી દુઃખાં છું અહીં
લલીત લલીત હશે ક્યાં લટકાળા, અહોનીશ જપતી હું જપમાળા
ચતુર વિચક્ષણ ચંચળ પ્યારા ક્યાંઈ હશે મેનીમમ દિલદારા
વાગી સખી રૂદે મદન કટારી, તેથી સખી અતિ છું દુઃખીયારી. મમ

બ્હેન તારૂં કહેવું યથાર્થ છે. મારા મનમાં ચીન્તા રૂપી ચીતા સળગે છે. તે દિન પ્રતિદીન વધ્યાજ કરે છે. ચીન્તા અગ્ની શાન્ત કરવા માટે, પ્રથમ મેં અશ્રુજળને ઉપયોગ કીધો. તેથી જરા ચીન્તા અગ્ની શાન્ત પડયો. પણ હવે તો તે અશ્રુજળ પણ ખુટી પડયું છે. તેથી કરી શાન્ત થએલો અગ્ની ફરીથી પ્રદિપ્ત થયો છે. તે કેમે કરી હોલવી શકાય તેમ નથી.

લલીતા—બ્હેન પદ્મા ! તું મને મારી સગી બ્હેન કરતાં

પણ અતિ પ્રીય છું હું તને મારી ધર્મની બ્હેન સમ જાણું છું. જેથી તું તારા મનના વિચાર ખુલ્લા દીલથી મારી પાસે પ્રકટ કરવા આ મારે આગ્રહ ખાસ છે.

સુખેથી તારા મનના જે વિચાર હોય તે મને તું જાહેર કરીશ તો તેથી કરી તારા કાંઈ પણ દુઃખનો નીવેડો આવશે.

પદ્માવતી—બ્હેન તું જેવી રીતે મને ધર્મની બ્હેન જાણે છે, તેવીજ રીતે હું પણ તને ભગીની સમજીને મારી ગુપ્ત વાત પ્રકટ કરૂં છું તે સાંભળ.

બ્હેન મને મારા વ્હાલા પ્રિયતમથી વિખુટી થયા પછી તેમનો વિયોગ અતિ સાલે છે, એજ મુખ્ય કારણ છે.

લલીતા—પણ સ્પષ્ટ રીતે સર્વ વાત કહો, તમો કોણ છો અને તમારી આવી દશા શાથી થએલી છે

પદ્માવતી—હું રત્નપુરીના માહારાજા રત્નસેનની પુત્રી છું. મારૂં લગ્ન મદનપુરીના માહારાજા મદનસીંહના પુત્ર કનકસેન સાથે થએલું છે. તે એક દિવસ કાંઈ કારણસર મારાથી રૂસાઈ ત્યાંથી જોગી થઈ ચાલ્યા ગયા છે. હું પણ તેમની પાછળ જોગણ બની નીકળી ગઈ.

રસ્તે ધર્મજપુરીનો ચંડાળ રાજા ધીરસીંહ મળ્યો, તેમને બળાત્કારથી પોતાને ત્યાં લઈ ગયો, ને સાગર વચ્ચે એક સ્થંભી મેડી ઉપર કેદ કરી ત્યાં દુષ્ટ જુલમ ગુજારવા આવ્યો તેથી હું ભયભીત થઈ સાગરમાં કુદી પડી, પછી સમુદ્રમાં તણાતી હતી ત્યાંથી આપના પ્રીય ભ્રાતે મારા ઉપર ઉપકાર કરી, મને બાહાર કાઢી અહીં લાવ્યા.

એ બ્હેન આ વાતની કોઇને જાણ થાય નહીં, આ વાત તો મેં ગુપ્તજ કરી છે તને મારા સમ છે રખે કોઇને કહેતી ના.

લલીતા—ઠીક બ્હેન નહીં કહું, પણ હવે તું એમજ જાણ જે કે આજ તારે સુખનો સૂર્ય ઉદય થયો. હું ખરેખાત કહું છું કે તારી આફત દુર કરી, તને તારા પ્રેમીલા પ્રિયતમની ભેટ કરાવીશ.

પદ્માવતી—( આશ્ચર્ય પામી ) હેં બ્હેન ! શું તું મને તેઓને મેળવી આપીશ.

લલીતા—હા હું મેળવી આપીશ.

પદ્માવતી—પણ કેવી રીતે ! તે કાંઇ—શું તે અહીં છે.

લલીતા—હા તે આ શહેરમાંજ છે.

એ કનકસેન જોગી વેશે આ શહેરમાં આવેલા, તે વખત અમારા મહારાજાનું અકસ્માત મૃત્યુ થએલું હતું. તેથી તેમની જનોએ કનકસેનને તખ્તનશીન કરેલા છે.

પદ્માવતી—ઠીક બ્હેન હું તારો મોટો ઉપકાર માનું છું કે તેં મને આજે આટલી બાતમી આપી, પણ હવે કાંઈ યુક્તી લડાવી એમના મનનો વ્હેમ નીકળી જાય અને મળાય તો ઠીક,

લલીતા—હા બ્હેન એ માટે કાંઇ યોજના કરવી પડે ખરી.

પદ્માવતી—હા મને એક વાત યાદ આવી છે જો તને કબુલ હોય તો મને ઇંદ્રજાલનો ખેલ આવડે છે. તો આપણે બન્ને જણીઓ ખેલાડીનો વેશ લેઈ રાજ્ય દરબારમાં જઇએ. અને ખેલ કરી આપણી ઉમેદ બર લાવીએ.

લલીતા—વાહ વાહ એ યુક્તી ઠીક શોધી કાઢી, હાલ મહારાજા નવા ગાદીએ બેઠેલા છે. તેથી અનેક જાતના ખેલાડીઓ

ચોપદાર—મહારાજ બાહાર કોઇ ખેલાડી આવેલો છે તે અંદર આવવાની રજા માગે છે.

કનકસેન—ખુશીથી અંદર આવવા દો (ચોપદાર જઇને ખેલાડીને લાવે છે)

૧ ખેલાડી—(પ્રવેશ કરી) ખુદાવિંદ આલિજાહ કર્મ વાલો.

કનકસેન—કેમ તમો કોણ છો ?

૧ ખેલાડી—મહારાજ ? અમો ખેલ કરી લોકોનાં મન રંજન કરનાર ખેલાડી છીએ.

કનકસેન—તમો શેનો ખેલ કરી જાણો છો.

૧ ખેલાડી—અમો ઇંદ્રજાળનો ખેલ ઘણો સારો કરીએ છીએ.

કનકસેન—શું ઇંદ્રજાળ અરે ઇંદ્રજાળ નામ તો આજેજ સાંભળ્યું. ઠીક ઇંદ્રજાળનો ખેલ કેવી રીતે કરો છો ?

૨ ખેલાડી—નામદાર ? એ કાંઇ મોઢેથી કહેતાં પાર આવે નહીં, હમે ખેલ કરીએ અને આપ જુઓ તોજ બને.

કનકસેન—કેમ પ્રધાનજી શો વિચાર છે આજેજ ખેલ કરાવીશું કે કાલ ઉપર રાખીશું.

પ્રધાન—આજ ખેલ કરાવશો તો કાંઇ હરકત નથી. પછી આપની મરજી.

કનકસેન—ઠીક, ખેલાડી ખેલ થઇ કરો ?

૧ ખેલાડી—(હાથ જોડી) નામદાર ? એ ખેલ કાંઇ આ ઠેકાણે બની શકે તેમ નથી, એના માટે તો થીએટર ઉભું કરવાની જરૂર પડશે. જો આપ પધારો તો હમારૂં થીએટર ગામની ભાગોળે

કબુ કરેલું છે.

કનકસેન—તો ઠીક તમે જઇ સર્વે સામગ્રી તૈયાર કરો, અમે આવીએ છીએ. ( ખેલાડીઓ જાય છે. )

હવે કચેરી બરખાસ્ત કરો.

ચોપદાર—મહારાજાધિરાજ કનકસેન મહારાજને ઘણી ખમ્મા

( જાય છે. )

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ થીએટર.

પાત્રો—ખેલાડી વેશે, પદ્માવતી તથા લલીતા પાછળથી કનકસેન તથા બીજું રાજ્ય મંડળ.

પદ્માવતી—કેમ લલીતા વાત પેશ પડી તો ખરી, મને તો લાગે છે કે આપણું ફત્તેહમંદ થઇશું.

લલીતા—બ્હેન તું હવે એમજ સમજજે કે તારો અને તારા વ્હાલાનો અરસપરસ ભેટો થઇ ગયો. પણ હવે તેઓને આવવાની તૈયારી છે માટે સાવચેત રહેવું.

( એટલામાં કનકસેન સાથે સર્વ રાજ્યમંડળ પ્રવેશ કરે છે. કનકસેન તથા બીજુ મંડળ યોગ્ય આસન ઉપર બેસી જાય છે. )

કનકસેન—ચાલો હવે ખેલની શરૂઆત કરો.

( લલીતા એક રમાલ લેઇ આમ તેમ ફેરવે છે. પદ્માવતી પડદા અંદર ચાલી જાય છે એટલે પડદો હટીને ઇંદ્રજાળ માલુમ પડે છે તેમાં રત્નપુરીમાં પદ્માનો આવાસ ને તેમાં માણીયા હજામનું સેજ બીછાવવા આવવું. )

---

# ઈંદ્રિજાલ પ્રવેશ ૧ લો.

**હજામ**—અરે હું દરરોજ સાફ કરી સેજ બીછાવું છું છતાં તે રાજા સાહેબની ધ્યાનમાં નથી આવતી, માટે આજ તો એપર સુઇ જઈ ખાત્રી કરૂં કે મને ઉંઘ આવે છે કે નહી. (સુઇ જાયછે.)

**પદ્માવતી**—( પ્રવેશ કરી ) વાહ આજ તો પ્રાણનાથ કચેરીમાંથી ઘણા જલ્દી આવીને પોઢેલા જણાય છે. માટે એમને નીંદ્રામાંથી ન જગાડતાં પ્રાણેશના પગ તળાંશી હું પણ શયન કરૂં. ( પગ તળાંશી સુઇ જાય છે )

**કનકસેન**—( પ્રવેશ કરી ચકીત થઇ ) અરે ! આ રંડા કોની સાથે સુતી છે. વ્યભીચારણી સ્ત્રીયો, નિશંક પોતાના પતિને રમકડા સમ પોતાના હાથમાં રમાડે છે. પણ જોઉં કોણ છે. ( લુગડું ઉઘાડી જુએ છે. ) અરે આતો હજામ છે, અરે રંડા ! આવા મારા જેવા મન મોહનથી મોજ માણવી મુકી હજામ સાથે યારી કરી છે તને ધીક છે.

અરે કામાંન્ધ કુતરા તું પણ તારા કરેલા કર્મનો બદલો ચાખ. ( એમ કહી તરવારથી ડોકુ કાપી નાંખે છે ને પદ્માને લાત મારી ઉઠાડે છે) કેમ રંડા તું કોની સાથે સુતી છે.

**પદ્માવતી**—માહારાજ આપની સાથેજ.

**કનકસેન**—રંડા હજુ પણ જુઠું બોલે છે. આ કોણ છે ?

**પદ્માવતી**—માહારાજ મને કાંઈ ખબર નથી, હું તો આપનેજ જાણું છું.

**કનકસેન**—દુષ્ટા તારૂં કાળું મોહું લઇ દુર થા હાવે આ

કનકસેન તારાથી છેતરાયો છેતરાય તેમ નથી. હાવે હું તારૂં કાણું મોઢું જોવા ઇચ્છતો નથી. ( એકદમ ચાલ્યો જાય છે. )

**પદ્માવતી**—હા ? ? ! પ્રાણ પ્યારા ગયા, નયન તારા જતા રહ્યા, હરી ! હરી ? ? હાવે મારે શું કરવું. હાવે તો પતીની પાછળ જોગણ બની નીકળી પડવું એજ અતિ ઉત્તમ છે. ( એમ કહી જો. ગણ બની ચાલી જાય છે. )

---

## ઇંદ્રજાલ પ્રવેશ ૨ જો.

**ધીરસીંહ**—સીંહની પાછળ ઘણે દુર નીકળી આવ્યો, અને મધ્યાનકાળ થયો છતાં શીકાર હાથ આવ્યો નહી. માટે હાવે તો ઘર તરફજ પાછા ફરવું એજ ઠીક છે. ( પદ્માને જોઇ ) અરે આ કોણ ? આ ઇંદ્રના ઘરની અપ્સરા, ઉરવસી કે રતિ રંભા, મારા માટે ઇશ્વરે મોકલી હોય એમ જણાય છે. માટે લાવ પાસે જાઉં ( પાસે જાય છે. )

રસીલી !

**પદ્માવતી**—અરે આ કોણ ! કેમ બાઇ તમો કોણ છો ?

**ધીરસીંહ**—હું ધર્મજપુરનો રાજા ધીરસીંહ છું. રસીલી હાવે મારી સાથે ચાલ.

**પદ્માવતી**—ચાલ દુષ્ટ છેટો રહે ?

**ધીરસીંહ**—છબીલી છણકો ના કરો, મારૂં કહ્યું માનો.

**પદ્માવતી**—દુર રહે નાદાન દુર રહે !

**ધીરસીંહ**—સીપાઇ ?

**સીપાઇઓ**—નામદાર કયા હુકમ હે.

ધીરસીંહ—આ રંડાને પકડી આપકી સાથ લેલો ?

સીપાઇઓ—બોત અચ્છા (કહી પદ્માને ધક્કા મારી લઇ જાય છે.)

---

# ઇંદ્રજાલ પ્રવેશ ૩ જો.

ધીરસીંહ—હજુ પેલી સ્ત્રીને સીપાઈ લોકો કેમ ન લાવ્યા. (એટલામાં સીપાઇઓ પદ્માને લાવે છે.)

રસીલી ! (કહી ભેટવા જાય છે પદ્મા દુર જઈ ઉભી રહેછે.) આમ આડાઇ કરવી તમોને ઘટે નહીં. મનોહર મુગ્ધા તું તારા અમૃતમય વચનવડે કરી, એક વખત મારી સંગાથે વાત કરી મારી ઉમેદ બર લાવ.

પદ્માવતી—ચક્ષુ ફુટયા હત્યારા દુર રહે, નાદાન પરસ્ત્રીનો હસ્ત સ્પર્ષ કરતાં તારા હાથ સળગી કેમ નથી જતા. દુષ્ટા જરા વિચારી જો પરસ્ત્રી ગમનથી કોણ સુખી થયું છે.

ધીરસીંહ—વહાલી હું સર્વ સમજું છું પણ મારૂં વીવ્હળ થએલું મન એકવાર આલીંઘન દાન આપી સાંન્તકર. (કહી પાસે જાય છે.)

પદ્માવતી—(આઘી નાશી જઇ) દુર રહે નાદાન દુર રહે. હે દીનબંધો દીનાનાથ ? આ અનાથ બાળા ઉપર થતો જુલમ દુર કરી સતિને સ્હાય થા.

(સુંદર શામળીયા) એ રાગ.

નમુ હું કરજોડી, કમળા પતિ પ્રભુ પ્યારા
દુ;ખડાં દયો ત્રોડી, જગત પતિ સુખકારા. નમુ હું.

અવની અધમેં મરતી ભારે, દુષ્ટો તો બહુ જુલમ ગુજારે
સતિયો તો સહુ ત્રાહે પુકારે, તમ વિણુ કષ્ટજ કોણ નિવારે
ઉરધર વિનતી બ્હાલા. નમુ હું.

**ધીરસીંહ**—કેમ આટલી બધી લમણાઝીક કર્યા છતાં પણ તું નહીંજ માને, કેમ? (કહી એકદમ પકડવા દોડે છે.)

(પદ્માવતી ભયભીત થઇ સમુદ્રમાં કુદી પડે છે ને એક થંભી મેડીને ઇશ્વર કોપથી અકસ્માત અગ્ની થાય છે. તેથી ધીર-સીંહ બળી જાય છે.)

(ઈંદ્રજાલ સમાપ્ત.)

**કનકસેન**—(મુર્છા ખાય છે.)

**પ્રધાન**—અરે! આ માહારાજાને ઓચીંતુ શું થયું. અરે ખેલાડીઓ તમારો ખેલ બંધ રાખો, માહારાજાને તમારા ખેલથી કાંઇ ખેદ ઉત્પન્ન થયો હોય એમ ભાસે છે (ઠંડો પવન નાખે છે તથા પાણી પાય છે તેથી કનકસેન થોડીવારે મુર્છા વળવાથી ઉઠે છે)

**કનકસેન**—ખેલાડીઓ આ ખેલ તમે શા આધારે ભજવી બતાવ્યો? આ પ્રમાણે કાંઇ વાત બનેલી છે કે કલ્પીત છે.

**૧ ખેલાડી**—માહારાજ છે તો બનેલી વાત.

**કનકસેન**—તો પછી તમોને તેની સંપુર્ણ માહીતી છે?

**૧ ખેલાડી**—માહારાજ સ્હેજસાજ છે ખરી.

**કનકસેન**—(ખુશી થઇ પોતાની કોટમાંથી મોતીનો કંઠો કાઢી ઇનામ આપે છે.) અરે ખેલાડીઓ લ્યો આ બક્ષીસ, અને કાલ રોજ આપણા મ્હેલે આવજો. ત્યાં કાંઇ વાત તમોને પુછવાની છે.

**ખેલાડી**—બહુ સારૂં બાપજી. (સર્વે જાય છે.)

---

# પ્રવેશ ૮ મો.

## સ્થળ-કનકસેનનો એકાન્ત અવાસ.

પાત્રો—કનકસેન તથા ખેલાડી વેશે પદ્માવતી તથા લલીતા.

**કનકસેન**—આ ખેલાડીએ તો મારૂં મન વીહ્વળ બનાવ્યું છે. મારી છુપી વાત જાહેરમાં આણી છે. તેથી મારી પ્રીયાનો એમના વડે પત્તો લાગશે એમ હું ખચીત માનું છું.

**હજુરીયો**—માહારાજ બાહાર કોઈ ખેલાડીઓ આવેલા છે.

**કનકસેન**—ઠીક તેને સત્વરે અંદર લાવ ?

( જાય છે ખેલાડીયો અંદર પ્રવેશ કરે છે. )

**કનકસેન**—જાઓ હવે તમો બધા દુર જાવો, અને અહીં હાવેથી કોઈને આવવા દેશો નહીં.

**હજુરીયો**—જેવી આજ્ઞા. ( જાય છે. )

**કનકસેન**—પ્રીય ખેલાડી શું તે સ્ત્રી સમુદ્રમાં પડી એ વાત ખરી છે.

**૧ ખેલાડી**—જી, હા; પણ એ પ્રશ્ન આપને પુછવાનું શું પ્રયોજન છે !

**કનકસેન**—પ્રીય ખેલાડી ? હું તમારા આવવાથી અતિ સંતુષ્ટ થયો છું અને મને આશા છે કે એ સ્ત્રી સબંધી સર્વ બાતમી તમારાથી મેળવી શકીશ

**૧ ખેલાડી**—પણ શું તમો કાંઈ તે સ્ત્રી સાથે સબંધ ધરાવો છો.

**કનકસેન**—હા હું તેની સાથે સબંધ ધરાવું છું, તેની અને મારી વચ્ચે પતિ પત્નીનો સબંધ છે.

૧ **ખેલાડી**—ઠીક તો પછી તે તમારાથી વીખુટી શાથી પડી?

**કનકસેન**—તે મારી બેવકુફાઇથી મારાથી વીખુટી પડી, અને તે સબંધીનો આબેહુબ ચીતાર? તમોએ ભજવી બતાવ્યો છે. એટલે મારે કહેવાની જરૂર રહી નથી,

**ખેલાડી**—શું તમારી પાસે તમારી પ્રીયાની નીશાની દાખલ કાંઇ વસ્તુ છે.

**કનકસેન**—હા મારી પાસે મારી પ્રીયની નીશાનીનો રૂમાલ છે. જેની ઉપર તે બાળાનો ઉમદા ફોટો પાડેલો છે. (એમ કહી ખેલાડીના હાથમાં રૂમાલ આપે છે.)

૧ **ખેલાડી**—તો તમો હજુ તેને મળવાની ઇચ્છા રાખો છો?

**કનકસેન**—હા મળે તો હું ઘણો સંતુષ્ટ થાઉં.

**ખેલાડી**—તો તમારી પ્રીયને હાલ તમારે જોવાની મરજી છે?

**કનકસેન**—હા હાલ બતાવો તો હું તમારો મોટો ઉપકાર માનું.

**ખેલાડી**—પણ તે તમને પ્રત્યક્ષ મળશે નહીં

**કનકસેન**—તો પછી કેવી રીતે?

**ખેલાડી**—આ સામેના આયનામાં માલુમ પડશે.

**કનકસેન**—ઠીક છે તે પણ ઠીક છે?

**ખેલાડી**—ત્યારે તમે આયના સામું ભાળો? જુઓ પાછુ ભાળતા ના, પાછુ ભાળશો તો ફરી નહીં મળે.

**કનકસેન**—ઠીક. (કહી આયના સામું ભાળે છે.)

(પદ્મા પાછળથી મુળ વેશે પ્રગટ થાય છે.)

ઓ મારી પ્રીય, ઓ મારી વ્હાલી, ઓ નીરપરાધી બાળ ઓ પ્રેમાળ બાળા, પ્રેમ વચન વડે કરી એક વખત હું હતભાગ્યા હત્યારા સાથે વાત કર. (એમ કહી પાછળ ભાળે છે એટલે પદ્મા અદ્રશ્ય થઇ જાય છે.)

કનકસેન—( અતિ પ્યારા પતિ મારા ક્યાં ગયા, ) એ રાગ.

અતિ પ્યારી સતી મારી ક્યાં ગઇ
દીલધારી તજી ન્યારી શું થઇ
દઇ દરસન મન હરખાતી, રમકે ઠમકે પાસે આવી
ક્યાં ગઈ પ્યારી સુખ દરસાવી, મુજ મનમાં હોળી સળગાવી
મન મોહન મન રંજન કારી
નાશી ગઇ શું આમ ઠગારી
પ્યારી મારી આ આ આ આ, આભારી તું થા થા
કહું કરગરી, મળ ફરી ફરી
સતી મારી ક્યાં ગઇ...................અતિ૦

ઓ મારા પ્રીય ખેલાડી ? એક વખત મને મારી પ્યારીને દેખાડ અને તેની સાથે વાત કરાવી, મારૂં મન શાન્ત કરાવ.

ખેલાડી—ઠીક આયના સામી નજર રાખી તમારે વાત કરવી હોય તો કરો ?

( કનકસેન આયના સામુ ભાળે છે, પદ્મા પાછળથી પ્રગટ થાય છે. )

પદ્માવતી—( નજર કરી નાથ જરી ) એ રાગ.

નજર મીઠી નાથ કરી, નીહાળોની પ્યારી:
હોય સતી આપની કે, જુઓ અન્ય નારી
મળ્યાં આપણુ બાગમાં ને ચોર્યું મારૂં ચીત

કનકસેન—હા હા મારી પ્રાણ પ્યારી, બાંધી વળતી પ્રીત

પદ્માવતી—શા માટે તજી હે કંથ જાનની દુલારી...નજર.

કનકસેન—ભુલ્યો હુંય અભાગીયો. તજી મેં બાળા રાંક
સતી સુશીલા સાધવીને, છોડી છે વીણ વાંક
કીધી અરર બાળ દુઃખી, હાયરે બિચારી...નજર.

**પદ્માવતી**—દુષ્ટ પાપની પુતળીને, આઓ છે શીદ શામ.

**કનકસૈન**—પાપી નહીરે પવિત્ર એ. શીદ વદો છો આમ.

આવી ભેટ ભાવ ધરી, થાની સુખકારી......નજર.

( પદ્મા અદ્રષ્ય )

હે પ્રીય ખેલાડીઓ હાવે તો મારી પ્રીયથી મને ભેટો કરાવો. હું તમોને કરગરી દીન વચનથી નમ્રતા પુર્વક કહું છું કે મને હાવે મારી વ્હાલીનો વિયોગ અતિ સાલે છે. માટે ઝટપટ મેળાપ કરાવો.

( આજુ બાજુ જુએ છેતો ખેલાડી વિગેરે કોઇ માલુમ પડતું નથી પણ એક બાજુ પદ્માને ઉભી રહેલી દેખે છે તેથી કનકસેન પાસે જઇ હાથ ઝાલે છે. )

**પદ્માવતી**—( હાથ છોડી નાખે છે )

નવીન રાગ.

આઘા ખસો અલબેલડારે, રહો છેટા છબીલા

**કનકસેન**—વાહવા બાળા રસ ઘેલડારે, શાને થાઓ લઠીલા

**પદ્માવતી**—પ્રેમો પોપટ પઢે પ્રેમધારે, પ્રેમ વાણી મધુરી

**કનકસેન**—મેના સતિ પળી નેમથારે, નહીં લેશ અધુરી

**પદ્માવતી**—મળ્યાં ગોપીને કાંનજીરે, વંદ્રાવનની માંહી

**કનકસેન**—જોડી શોભી સીતા રામજીરે, સમ આજેજ આંહી

**પદ્માવતી**—આજે ઉગ્યો છે મારે સોનાનો ભાણ, ચાલો ચતુર મારા પાતળીયા પ્રાણ.

**કનકસેન**—વાહવા રસીલી લુટો આનંદ લ્હાણ, ચાલો સલુણી પ્યારી શાણી સુજાણ.

( બન્ને જાય છે. )

---

## પ્રવેશ ૯ મો.

### સ્થળ–મહેલ.

પાત્રો—કનકસેન તથા પદ્માવતી.

**કનકસેન**—( ધન ભાગ્ય પધાર્યા ભમરા ) એ રાગ.

ધન ભાગ્ય ! પધારી પ્યારી, છો માનુની મંગળકારી
રસવેલ લતા પર વારી, વાહ ગુલ બદન ગુલ નાર

**પદ્માવતી**—વાહવાજી પ્રીતમ પ્યારા, નાજુક નયનના તારા
છો રસીયા રાજ હમારારે, વા૦ રસીયા રમણુ દીલદાર

**કનકસેન**—લલના લલીત લટકાળી, સમ કેસરી કટી વાળી
વદો મધુર વચન મત બાલીરે-લ—વાહ ગુલ બદન ગુલનાર

**પદ્માવતી**—ઓ મદન દેવતા રાગી, લીયો પ્રેમ રસ આરોગી
ભેટી લ્યો મોહન મન ભોગીરે, એ.૦ રસીયા રમણુ દીલદાર

**કનકસેન**—આનંદ અવસરનું ટાણું, વહાલી હું આજ પ્રમાણું
તુને મંત્ર મોહની જાણુરે, આ૦ વાહ ગુલ બદન ગુલનાર

ચીત્ત વેધક ચતુરા ? તારા વિના હું અહોનીશ ચીન્તાતુર રહેતો હતો, આજ તારાં દરસનથી હું અતિ સંતુષ્ટ થયો છું.

**પદ્માવતી**—ઓ મારા રસીક હૃદય દીપક, આપનાં આનંદ મય મુખનાં દર્શન થવાથી હું અતિ આનંદ પામી છું. પણ હાવે મારા પુજ્ય પીતાને ખબર લખી અહીં બોલાવો તો ઠીક. ( આ કાગળ ) આપી મોકલો. ( કાગળ આપે છે )

**કનકસેન**—ઠીક. અરે બ્હાર કોણ છે ? ( કનકસેન કાગળ લેછે)

**દાસી**—જી સાહેબ?

**કનકસેન**—આ કાગળ સીપાઇને આપી એકદમ રત્નપુરી મોકલો.

**દાસી**—જેવી આજ્ઞા ! ( દાસી કાગળ લેઇ જાય છે. )

**કનકસેન**—વ્હાલી હાવે હું દરબારમાં જાઉં છું.

**પદ્માવતી**—ના રસીલા હાવે હમણા તો નહીં જવા દઉં. કાલે જવાશે. ( કહી છેડો પકડે છે. )

**કનકસેન**— નવીન રાગ.

વાટ જુએ દરબાર માંહય તો, છેડો મારો છોડોરે

**પદ્માવતી**—શાને શાણા વચન દઇને, હવે મને તરછોડોરે
ભલે તરછોડો

**કનકસેન**—નહીં નહીં છોડો........વાટ

શું લલીતાંગી મધુરૂં બોલી, પ્રેમ પાસમાં પટકોરે (૨)

**પદ્માવતી**—છાનાં છાનાં છેલ છોગાળા, કામણ કરી કયાં સટકોરે (૨)

**કનકસેન**—લ્યો હવે છોડો

**પદ્માવતી**—ભલે તરછોડો

**કનકસેન**—નહીં નહીં છોડો........વાટ

રસીલી ! આમ આડાઇ કરો એ ઠીક નહીં, રાજ્ય દરબારમાં ગયા વિના ચાલે નહીં.

**પદ્માવતી**—ઠીક તો રસીલા જાવો, પણ સત્વરે પાછા આવજો.

**કનકસેન**—ઠીક. ( જાય છે )

---

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ

કુસુંબાપુરીમાં રાજ્ય દરબાર.

પાત્રો–કનકસેન, પ્રધાન, પાછળથી કેદીઓ તેમાં મદનસીંહ, રાયસીંહ. કુસુમકુમાર, ચીત્રસીંહ, સોભાગ્યસુંદરી, તારામતી, તે પછી પદ્માવતી પાછળથી રત્નસેન વિગેરે.

ચોપદાર—માહારાજાધિરાજ કનકસેન મહારાજને ઘણી ખમ્મા નીધાપે નીધા રખ્ખો મહેરબા......ન સલામ.

કનકસેન—પ્રધાનજી? આજરોજ આનંદના અવસરમાં જેલમાંના તમામ કેદીઓને અહીં બોલાવો, તેમને છોડી દેવાની મારી ઉમેદ છે.

પ્રધાનજી—જેવી આજ્ઞા. જુઓ આપની એવીજ મરજી છે તો બોલાવું છું.

ચોપદાર?

ચોપદાર—જી સાહેબ?

પ્રધાન—જાઓ જેલરને જઇ કહો કે જેલમાંના તમામ કેદીઓને અહીં હાજર કરો.

ચોપદાર—જેવી આજ્ઞા? (જાય છે ને થોડીવારે જેલર સઘળા કેદીઓને લેઇ પ્રવેશ કરે છે.)

કનકસેન—(એક કેદી પ્રત્યે) કેમ તમે શું ગુન્હો કરેલો છે?

૧ કેદી—માહારાજ મેં બાર રૂપીઆની નજીવી ચોરી કરીછે.

કનકસેન—હાવેથી કોઇ દિવસ ચોરી નહીં કરવાની પ્રતીજ્ઞા કરો.

૧ કેદી—હું ઇશ્વરને હાજર જાણી સાચે સાચું કહું છું કે, હાવે હું કોઇ દિવસ ચોરી નહીં કરૂં. જો ચોરી કરૂં તો મને ગૌહત્યા બ્રહ્મહત્યાનું પાતક છે.

કનકસેન—જાઓ તમને તમારા ગુન્હા બદલ માફી આપી છુટા કરવામાં આવે છે.

૧ કેદી—બહુ સારૂં માહારાજ. (જાય છે.)

કનકસેન—(બીજા કેદી પ્રત્યે) કેમ તમે શું ગુન્હો કર્યો છે?

મદનસીંહ કેદી—મહારાજ હું એક રાજા હતો મને વિના વાંકે રાજ્ય લોભી રાજાએ મારા ઉપર ચઢાઇ કરી પદભ્રષ્ટ કરી કેદ કર્યો છે.

**કનકસેન**—તમો ક્યાના રાજા હતા અને તમારૂં નામ શું ?

**મદનસીંહ**—હું મદનપુરીનો રાજા હતો, અને મારૂં નામ મદનસીંહ છે

**કનકસેન**—( આશ્ચર્ય પામી સીંહાસનપરથી કુદી પડી ) શું મારા પુજ્ય પીતા શ્રી મદનસીંહ માહારાજા ? ?

**મદનસીંહ**—કોણ મારો પ્રીય પુત્ર કનકસેન તો નાહોય ? ?

**કનકસેન**—હા મારા પુજ્ય પીતા ? આ તમારો હતભાગ્યો કનકસેન.

**મદનસીંહ**—પુત્ર મેં તને બહુ દુઃખ દીધું મને હાવે ઘણો પસ્તાવો થાય છે. તે બદલ હું તારી પાસે માફ માગું છું. તો મને માફી આપ, એટલે હું ઇશ્વરનો ગુન્હેગાર મટું.

**કનકસેન**—પિતાજી એમ ના બોલો ! ( કહીદંડવત કરે છે ) હે માયાળુ માતાજી હું આપને વંદન કરૂં છું.

**તારામતી**—પુત્ર ચીરંજીવી રહો.

**સૌભાગ્યસુંદરી**—ઓ મારા વ્હાલા ભાઇ તું કુશળતો છે.

**કનકસેન**—હા મારી પ્રીય ભગીની હું કુશળ છું તુંતો ખુશી છે.

**સૌભાગ્યસુંદરી**—હા ભાઇ ?

**રાયસીંહ-ચીત્રસીંહ**
**કુસુમકુમાર** } પ્રીયભાઇ કનકસેન તમો ખુશીનો ખરા?

**કનકસેન**—હા ભાઇ અને આપને જોવાથી વિશેષ.

**પદ્માવતી**—( પ્રવેશ કરી ) ઓ મારાં પુજ્ય સાસુ સસરાજી હું આપને પાયે લાગું છું. ( કહી પાયે પડ છે )

**તારામતી**—વહુજી અખંડ સૌભાગ્ય રહો.

( એટલામાં રત્નસેન પ્રવેશ કરે છે )

રત્નસેન—કેમ કનકસેન તમો ખુશીમાં તો ખરા.

કનકસેન—હા મારા પુજ્ય સસરાજી હું ખુશીમાં છું.

પદ્દમાવતી—ઓ મારા પુજ્ય પીતા હું આપને પ્રણામ કરૂં છું ( કહી પ્રણામ કરે છે )

રત્નસેન—બેટા ખુશી તો છે ને.

પદ્દમાવતી—હા મારા વ્હાલા પિતાજી હા.

કનકસેન—આજે મને મારા પુજ્ય પીતાશ્રી, માતા, ભ્રાતા, ભગીનીનો મેળાપ થયો છે તેથી કરી અતિ હર્ષ થયો છે માટે સુભ પ્રસંગે ઈશ્વર સ્મરણ કરીએ.

સર્વ પાત્રો— ( ઇશ્વર સ્તુતી )

જય જય જય પ્રભુ અશરણુ શરણા, પરમાનંદ કૃપાળ
ભવ ભય ભંજન, નાથ નીરંજન, દીનાનાથ દયાળ—જય
તમ કરૂણાએ નાટક સાગર, થયો પુર્ણ આવાર
નમી નમી નમી નમી નમી પ્રણુમીએ (૨)
જય જય કૃષ્ણુ મોરાર— જય
કરણી તેવી પાર ઉતરણી, સમજો સજ્જન સાર
વિધીના લખાયા લેખ લલાટે, તે નહીં વ્યર્થ જનાર—જય
ગર્વી જનનો ગર્વ ઉતરશે (૨) ભૂમી ઉતરશે ભાર
અદલ કરે છે ન્યાય મુરારી, જય જય જય જયકાર—જય



**આવો ? જુઓ ને આ તરફ નજર કરો ? વાંચો અને ખુશ થાવ.**

# સુધારાની સાટમારી.

વિદુશક—મીસ્ટર સુત્રધાર હાઉ આરયું કેમ તમારૂં નાટક પુરૂં થયું કે નહીં.

સુત્રધાર— ગીતી.

પ્રવીણુ પ્રેક્ષકો મળીયા, જોવાને એક નોતમ નાટય નવીન:
નાટય થયું; રહ્યું બાકી, ચરીત્ર પ્રજા ને ભરત તણી ભાગ્યહીન

વિદુશક—લે વળી હજુ શું બાકી રહ્યું છે ને હોય તે ભરડી નાંખ ! આ મીયાંને માહાદેવનો જોગ ઠીક આવ્યો છે.

સુત્રધાર લાવણી

સભ્ય સુધારો આજ કાલનો, અજબ તરેહનો આવ્યો છે.
કળીયુગ કાકા એતો કારમો, અહીં કેર વરતાવ્યો છે.
પાટલુનના પ્રેમી સૌજન, ટોપી તો પહેરે કરી ખાસ
શીર પાછળની ચોટી આવી, આગળ કરીને બેઠી પાસ.
હીંદુ મુસલમાનની અંદર, અંતર ઝાઝુ નહીં પડતુ,
પારખાવા હીંદુના ચીન્હને, સાધન નહીં સોધ્યુ જડતુ.
બ્રૅન્ડી બૉટલ બડી મઝેથા, પીને બનતા ટાટં ટાટ
ઘેલી ગુજરાતી જાતીતો વાળે છે હાવે બહુ દાટ.
માંસ મદીરા ખાતાં પીતાં, ધર્મ તણું નવ રાખે ભાન
ફટ ફટ ફટ એવા ગુજરાતી, નફટ નર નકટા નાદાન.
પવિત્ર ભારત દેશ આપણો, ભરત ભૂમી સરખી છે માત

વિર જનેતા ભરત ભૂમીતે, કાયરની પ્રસવે છે જાત.
અંધ બની અંધારે ભટકે, અભિમાનનો કીધો સાથ,
નિકટ સોબતી પડતો મુકી, તે શું કરતા લાતં લાત.
સ્વદેશ સુભેચ્છુ આ પ્રીતે, જગ કર્તાને લાગે પાય,
રંક જનોપર કૃપા કરીને, તેં કીધી છે કંઈ કરૂણાય.
મસ્ત મદીરામાં રહેતા બહુ, નીચ જાત ગોલા કુંભાર,
તેઓ પણ પ્રતિ બંધ જ્ઞાતમાં, કરતા દારૂનો નીરધાર.
નીચ કામ સુધરવા બેઠી, મદીરાનો છોડયો વિચાર,
ઉત્તમ જન "વેરીગુડ" કરીને, "વાઇન" પીવા થાઓ તૈયાર.
ઇશ્વરતારી અકળ કળાની, અરે ખરેખર બલીહારી,
ઘડી ઘડીકમાં પલટે બાજી, કુદરત તુજ કુંચી ન્યારી.

વિદુશક—હાહા બધી મઝાતો તેમાંજ છે.

## લાવણી.

આજ કાલતો મેલો ઘેલો, ખુણે ખોચરે તું અફળાય
સુધારાના શોખીન જનતો, નહીં તારાં બે બોરાં ખાય.
અક્કડ અઓનું અંગરખું, મારૂં માની પહેરી લે,
હેંન્ડ કરચીફને રાખ્ય હાથમા, ચશ્માં નાક ચઢાવીદે.

સુત્રધાર—બેસ બેસ બુડથલ, મારે તારી પેંઠ ઘરબાર વેચી બાવા બનવું નથીતો.

વિદુશક—જો નામાને તો પાસીફીક માહાસાગરમાં પડકે અરબી સમુદ્રમાં ઉત્તર મહારે શું હુંતો આ ચાલ્યો.

---

# સ્ત્રીયોમાં સુધારો.

## સુધારો

ભાગ્ય હીણુ આ ભરત દેશની, જુઓ પ્રજાની વાત અરે
આજ કાલતો નવો જમાનો, અરે દિવાનો એજ ખરે
સતી ચીન્હમાં નવો સુધારો, અજબ તરેહનો પેઠો છે
સર્વ સુજ્ઞ સંસાર હવે તો, સત્ય થઇને બેઠો છે
લેડી સીસ્ટમ ચાલે સઘળે, રોફ ઘર બારો ડુલે
પણ સુધારાની સીસ્ટમને, કુભારજાઓ નહીં ભુલે
ચણીયો ચંચળ ચતુરાઇનો, પહેરે કે વળી નહીં પહેરે
કાપડાને કોરે મુકી પહેરે, પોલકા ને હસ્તે ચહેરે
ચોળી નાંખો ચુલામાં, પણ ગંજીફ્રાક વિણુ નહીં ચાલે
શીયાળાના ઠંડીમાં તો, પહેરીનેપ્રીતે માહાલે
સાડી જરીયન બુટ્ટાની કે, કસબીની નહીં વાત કરે
ઝીંણાં મલમલ સરખાં પેરણુ, સ્ત્રી જન સુંદર અંગ ધરે
માથા ઉપર પાછું ઓઢી પટીયાં પાડી દેખાડે
કૉસ્મેટીકની બહારે કરીને મુરખ જનને મોહ પાડે
અમરેલાને ઓઢે પ્રીતે, રૂમાલ ખોસે કમર પરે
સુરતી સાંકળાં પગમાં ઘાલે, કલાંનું શું કામ પડે
ઍરીંગ ઘાલે લટેર પહેરે, પટીયાંમાં ખોસે પ્રીતે
લટક મટક ચાલે લટકાળી, લોકો જુએ એક ચીત્તે
તાછેલી બંગડીયો પહેરે, શોનાની ને કાચ તણી
ચુડલો નહીં સંભારે સ્વપ્ને, ચાલે કેવી બની ઠણી

લલાટ માંહે ઝીંણી ચાંદલી, ચાંદરણી સમ ચમકાવે
પાન તણી પીચકારી મારી, મનહર મુખડું મલકાવે
પોલકા માંહે ખીસ્સું રાખી, પૈસા પોકેટ માંય ધરે
સ્લીપર પગમાં પહેરે સારાં, રેશમની તો ભાત ભરે
એવી અલબેલાની આગળ, પતિ તણો શું ભાર પડે
છડે દોપટે પરજન સાગે, તરત વાતે વળગી પડે
અરે હીંદ એ ભારત દેશ, તુજ કમબખ્તી કેમ થઇ આવી
કળીયુગે તો પુરણ પ્રકાશોત, દીધી હોળી સળગાવી

---

## ચાહ બીસ્કેટ.
## સુધારો બીજો

ચમ ચમ કરતી ચાલે ચાલે, નાક ચઢાવે ચસ્માને
છેલાણી નર જઇને ઉભા, ચાહ બીસ્કોટની દુકાને
ચાહવાળાએ ટોટી મરડી, લીધું પ્યાલામાં પાણી
ગરમા ગરમી પાણી અંદર, ચાહને લેઇને ડુબાણી
સ્યુગર આશરે એકજ ચમચો, અજમાશે અંદર નાંખી
માલ્ક ચમચો એક આશરે, રેડી હલાવી નાખી
ચાહવાળાએ બીસ્કોટનુંતો, પીનારને પુછી લીધું
પીનારની મરજીથી બીસ્કોટ, અંદર તો છોડી દીધું
ચીનાઇ રકબી ચીનાઇ પ્યાલો, ચીનાઇ ચમચો આપે છે
બુટ સ્ટોકીંગ પહેરેલા રાખી, ચાહ પ્રથમ તો ચાખે છે
ફુ ફુ ફુ ફુ ફુંકો મારી, ઠંડી ચાહને પાડે છે
સીંગલ કપને સટાક દઇને, પીવાને હપાડે છે
ગટગટાવી ચાહ બીસ્કોટને, કપ રકાબી આપી દઇ
ખીસ્સેથી બે પૈસા આપી, ત્યાંથી ચાલ્યા રોપીન ભઇ

અડધાછનું ઉનું પાણી પીને એ જે આપે છે
ખાધેલું અન્ન કાવરાવીને, તારીફ તેની ભાખે છે

---

## સીગારેટ યા (બીડી) ચીરોટ.

### સુધારો ત્રીજો.

ભરતખંડના દેશી ભાઇઓ. ખેલ કરે છે એક ખાસો
વાચક વર્ગને હસવું આવે, તેમને મન તો તમાસો
કહેતાં મન હું લજ્જા પામું, હવા વગર પણ ચાલે નહીં
એનજીન ડ્રાઇવિર બને સ્વદેથી, શોભાનો તો પાર નહીં
રેલ ઉપર જેમ આગ ગાડીને, ફાસ્ટ પેસેન્જર દોડે છે
ધુમાડાના ગોટે ગોટા, એનજીનમાંથી છોડે છે
આતો ધોળે દહાડે દોડે, બજારમાં હડીઓ કાઢે
એનજીન ડ્રાઇવિર ફુ...કરીને, ધુમાડાને બાહાર કાઢે
ચીરોટ ને બીડી પીવાનું, ધમ ધોકારે ચાલે છે
મોઢા ઉપર અગ્ની મુકી, કુણુ કલેજુ બાળે છે
ડોયર ફ્રેન્ડ બે મળશે સાથે, વાતો કરવાની તે કરે
ઝટ્ હાથ ખીસ્સામાં ખોસી, સીગારેટને પેટી ધરે
ચટ્ દેઇને મોંમાં મુકે, કટ્ છેડાને કાપે છે
ફટ્ લેઇને સળી સળગાવી, તેના ઉપર ચાંપે છે
ફ્રફ્રબબ કરીને ઉંચે શ્વાસે, ફુંકો પ્રીતે મારે છે
પાન તમાકુ ભસ્મ થએલી, ગલ તેનો તો પાડે છે
તનખા તેના હાફ કોટ કે, ધોતીયાની અંદર પડતા
જ્યાં જોઇએ ત્યાં તનખે કરીને, વસ્ત્રોને કાણાં કરતા
વળી સીગારેટ ફેંકી દે છે, સળગતી તેને ધારી
તેણે કરીને અકસ્માત, અગ્ની ઉપજાવે છે ભારી

ઘણા જનોનાં ઘરો બળ્યાં છે, એવી દુષ્ટ છે ભારી
એની સોબત વડે કરીને, મનુષ્ય થાય છે ખુવારી
કોઈ કહે છે ફેર ચઢે છે, તેથી બીડીને પીઉ છું
કોઇ કહે માથુ દુઃખે છે, તેથી બીડીને ચક છુ
કોઈ કહે બીડી પીવાને, હુ બીલકુલ ચહાતોજ નથી
પણ પીધા વીણુ મુજને ભાઇ, દસ્ત ઉતરતોજ નથી
કોઈ શીખામણુ દે સારી તો, જુઠ્ઠો તો બાહાનાં કાઢે
આજ કાલના જુવાનો તો, ખુલ્લી રીતે હા પાડે
અરે સરસ આ ભરત દેશ તુજ, હાય દશા આ કેવી છે
વિલાયતીની નકલ કરતાં, સોરટમ જોવા જેવી છે

---

## સોડાવૉટર, લેમોનેટ, પાનબાડી, આઇસક્રીમ, બરફ.

### સુધારો ૪ થો.

મેં મહીનાનો તાપ તપે છે, લોકો થાએ બે હાલે
ડીયર ફ્રેન્ડ સૌ સાથે મળીને, બજારમાં રોફે ચાલે
ચું ચું કરતા બુટ પહેરીને, ફ્યોટ સ્ટીકલે હાથ પરે
અમરેલાને ઉંચી રાખી, પ્રીતે માથાપર ધરે
પોકેટ પંખો ખીસ્સા માંહે, ખંત કરીને રાખે છે
ખુબ બફારે અકળાયાથી, પંખાનો સ્વાદ ચાખે છે
એટલે આવી રસ્તામાં તો, સોડા વૉટર શૉપ ખરી
ફ્ચાક દઈ સીલ તોડી ફોડી, બે ચાર આગળ બોટલ ધરી
બોટલ મોઢું મોમાં ઘાલે, પીતાં ઠંડક લાગે છે
વળી મગજને ઠંડક કરવા, આઇસ અચ્છો માગે છે
દુકાનદાર કહે લ્યો સાહેબ છે, લેમોનેટમાં બહુ મઝા
જગમાં જનમી સ્વાદ ન લીધો, તે નરને છે ખરે સજા

હાના કરતાં હાજી કરીને, તે બોટલ પણ ઉપાડી
સ્વાદીષ્ટ લાગ્યાથી સાહેબે, પીને બોટલ ખુટાડી
બાઇ સાહેબો ખુશી થઇને, ખીસ્સે કરને ધાલે છે
પટ દેઈ પૉકેટ ઉઘાડી, પૈસા તેને આપે છે
પાછા ચાલ્યા ચમચમ કરતા, પટીયાં પ્રીતે પંપાળે
આમડીયા જન રાજી થઇને, રેપીન બંદા નીહાળે
આઇસક્રીમ ઠંડો વેચનારો, રસ્તામાં મળીયો સામે
ઝટપટ જઇને ઉભો રાખ્યો, આઇસક્રીમ લેવા બાને
ઠઠ્ઠા તેના કીધા ભારી, આઇસક્રીમને તો લીધું
સરખા સાથી અંદર અંદર, સમજીને વ્હેંચી લીધું
દુકાને જઇ મશાલા સહુ, પાન તણી પટ્ટી કરતા
કીંમત તેની દેવાને તો, ખીસ્સામાં હાથો ધરતા
પણ ખીસ્સાં તો દીસે ખાલી, નહીં પાઇ એક નીહાળે
વેપારીને કીધો વાયદો, પૈસા આપીશું કાલે
ખીસ્સા ખાલી કરી પરવારી, ઘર તરફ ગમન કરતા
પૈસા પેદા કરવા માટે, અનેક કીસ્સા કાતરતા
રોફે પડતા, રોફે લડતા, રોફે મરતા નીહાળુ
રોફે કરીને દેશીબંધુ, કાઢે અંતે દેવાળુ
અરે ઉગારી, પાર ઉતારો, સંભારીને તું લે છે
હે ભગવંતા જગત નિયંતા, કેમ આવી મતીને દે છે
સ્વદેશ હીત ચીંતકના દીલના, ઉભરાયા છે આ ઉદ્દગાર
ક્રોધ કરી કો રોષ ન લાવો, એ ઇચ્છું છું સૌ નરનાર
વર્ણન કીધુ વિવિધ વસ્તુનું, તે સમજે સૌ નરને નાર
સંગીત રૂપે તેહ રચ્યું છે દોષ નહીં મારો તલભાર

**વિદુશક—ખેલ ખલાસ.**

—:o:—

# જાહેર ખબર.

આ ઉપરથી સર્વ સદ્‌ગૃહસ્થોને જણાવવામાં આવે છે કે "કનકસેન-પદ્માવતી" ની બુક જેઓ સાહેબને મંગાવવા ઈચ્છા હોય, તેઓએ નીચેના શીરનામે પોષ્ટ કાર્ડ ઉપર લખી જણાવવાથી વી. પી. થી મોકલવામાં આવશે:

આ બુકનો ગરીબ તેમ, તવંગર, એકસરખો લાભ લઈ શકે એટલા હેતુથી કીંમત માત્ર રૂા. ૦--૬--૦ રાખવામાં આવી છે.

બાહાર ગામવાળાઓએ વી. પી. કમીશનનો એક આનો વધુ મોકલવો.

સાડા છ આનાની ૦ા આનાવાળી પોષ્ટની ટીકટો મોકલનારને, આ બુક "બુકપોષ્ટ" થી મોકલવામાં આવશે.

સામટી દસ બુક એકી વખતે લેનારને, એક બુક કમીશન તરીકે આપવામાં આવશે.

આ નાટક છાપવા, છપાવવા, તથા ભજવવા વિગેરેને તમામ હક્ક વેચવાનો છે. માટે જેઓ સાહેબોને આ બુકનો તમામ હક્ક રાખવાની ઇચ્છા હોય, તેઓએ નીચે સહી કરનારથી પત્રદ્વારા યા રૂબરૂ ખુલાસો મેળવવો.

ડભોઇ મનાપીર ના ચકલે. } મહેતા અંબાલાલ ગીરધરલાલ.